# મુંબઈના હાઈકોરટના
# ફોજદારી ફેંસલા*

સને ૧૮૭૧ થી તે સને ૧૮૭૩ સુધીનુ પુસ્તક

**સાકરલાલ નભુલાલ,**

અમદાવાદના કલેકટર સાહેબની કાચેરીના ઈંગ્રેજી
રાઈટરે ઈંગ્રેજી ફેંસલા ઉપરથી ગુજરાતીમા
કરી છપાવી પ્રસિદ્ધ કર્યું

**अमदावाद:**

ખાડીઆમા અગરતલાલના મહાદેવમા
હિતેચ્છુ પ્રેસમા, મેહેતાજી પિતાં-
બરદાસ ત્રિભોવનદાસે છાપ્યું.

સંવત ૧૯૩૦—સને ૧૮૭૪

કીમત રૂ ૨-૦-૦

# એ. એ. બોરાડેઈલ, એસ્કવાયર

કલેક્ટર અને માજીસ્ટ્રેટ જીલ્લે અમદાવાદ.

મુંબઈની હાઇકોરટના ફોજદારી સને ૧૮૭૧ થી તે સને ૧૮૭૩ની સાલ સુધીમાં થયેલા ફેંસલાનુ ઈંગ્રેજી ઉપરથી ભાષાંતર કરેલું પુસ્તક ૧ આપને અર્પણ કરૂંછું; અને ઉમેદ રાખુછું જે આપ મેહેરબાની કરી તે અંગીકાર કરશો.

હું છું.

આપનો તાબેદાર.

ગ્રંથ કર્ત્તા.



# પ્રસ્તાવના*

કાયદા સંબંધી સાધારણ જ્ઞાન દરેક માણસે સંપાદન કરવું એ હાલના સમયને લીધે ફરજ તરીકે ગણાયછે માટે તેની કેટલી અગત્યછે એ આ ઠેકાણે જણાવવાની જરૂર નથી.

હાઈ કોરટના ફેંસલા એ એક રીતે જોતાં કાયદાનો અગત્યનો ભાગછે એટલુંજ નહીં પણ કાયદાના કેટલીક અગત્યની ગુંચવણની બાબતોના નીવેડાને માટે વિદ્વાન બારીસ્ટરોમાં મત ભેદ પડેલાનો થયેલો ખુલાસો એક મોટો અગત્યનોછે અને તેટલા માટે આ અગત્યની બાબતપર દેશના શેવા બજાવવાના ઇરાદાપર જો કે માહારૂં મન પ્રથમ ગએલું નહીં, પરંતુ માહારા મીત્રોને ટાંચણ તરીકે કામ લાગે એવા હેતુથી કાંઇક ઈંગરેજીમાંથી સંગ્રહ કીધેલો. પાછળથી તેમ કરવાને માહારા મીત્રોએ અને મને તેમ કરવાને અગત્ય પાડવાથી સને ૧૮૭૧થાતે સને ૧૮૭૩ સુધીના તમામ ફેંસલા એકઠા કરી અને તે ટાંચણમાં યથા શકતી પ્રમાણે વધારો ઘટાડો કરી આ પુસ્તક તૈયાર કરયું છે.

આ પુસ્તક તૈયાર કરવાનો મારો પ્રથમનોજ યત્ન છે તેથી સર્વ સજ્જનોને વિનંતી કરૂં છું કે જે ખામી માલમ પડી આવે તે સુધારી લેઇ વાંચવું અને તે બાબત ફુરસદે શેવકને લખી જણાવવાની તસ્દી લેશો

આ પુસ્તકમાં જે ફેંસલા દાખલ કરયાછે તે જે કલમને અન્વયે કરેલાછે તે કલમ પણ તેમાં દાખલ કર્યાછે. કારણ કે તે સંબંધી ફરી કાયદો જોવાની જરૂર રહે નહીં.

# સાંકળીયું*

| ગુનેગારનું નામ. | હાઈકોરટના રિપોર્ટનું પાનું | આ પુસ્તકનું પાનું |
|---|---|---|

## વોલ્યુમ ૮

### ભાગ ૧ લો.



### ભાગ ૨ જો.

ભાગ ૩ જો.



# વોલ્યુમ ૯

ભાગ ૧ લો.

## વોલ્યુમ ૧૦





પોલીસના માણસો સાથે તે એક ઘર કે જે ભીંડી બજાર માં હતું ત્યાં ગયો. અને તેણે કેદીઓ અને બીજા માણસને પાંચમે માળ એક ઓરડીમાં પાસેની ઓરડીમાંથી એક સળીઆ વાળી બારીએથી જોયા. તેણે અથોડાવતી તે સળીયા ભાગી નાખ્યા. તે માંહે પેઠો એટલે તેને ઓરડી માંહેલા તમામ માણસો પાસેના છાપરા ઉપર ચઢેલા માલમ પડ્યા. પોલીસના બીજા સીપાઈઓ બીજી બાજુએથી તેના પેહેલાં માંહે પેઠા હતા. તેમાંના ઘણાખરા કેદીઓ છાપરા ઉપરથી પકડાયા. જ્યારે તેણે પેહેલ વેહેલું જોયું હતું ત્યારે કેદીઓ પાસા, ગંજીફા અને નાણાંથી રમતા માલમ પડ્યા હતા. કેદીઓની જડતી લેતાં તેઓની પાસેથી નાણાં નિકળ્યાં. તે ઘર ઘાંચી હાજીનું હતું. તેના જાણ્યાં પ્રમાણે તે ઘર ઘણા દહાડાથી જુગાર રમવાને વાસ્તે વપરાતું હતું. સદરહુ ઘરમાં જુગારીઓને પકડવાને સારૂ વારંટ ફરીફરીને કાહાડવામાં આવ્યાં હતાં. એ બનાવ પેહેલાં તેણે બધા કેદીઓને જોયા હતા, તેથી ફરીને તે ઓળખી શકેછે. તેણે બારીમાંથી ત્રીસ સેકન્ડ સુધી કેદીઓને જોયા હતા. તે ઓરડીમાં એકે પકડાયો નહતો કમીશનરે ક્યા અમુક શખસને વારંટ આપ્યું હતુ તે કહી શકતો નથી. પકડતી વખતે પોલીસના સુપરીનટેનડેન્ટ મીસ્તર હાલમાના કબજામાં હતું.

રતનજી જીવણજીએ જુબાની આપી, કે સદરહુ ઘરમાં તે તારીખ ૨૬મી માહે ડીસેમ્બરના રાતના કલાક ૯-સથી તે તારીખ ૨૭મી માહે ડીસેમ્બરના સવારના એક કલાક સુધી જુગે રમતો હતો. અને તે વખતે બધા કેદીઓ ત્યાં રમતા હતા. તેણે મીસ્તર પ્રાઇસ નેબખર

આપી મોકલ્યો. તે ઘર ઘાંચી હાજીનું હતું.

પોલીસના ઇનસ્પેક્ટર મીસ્તર કમીંગે જુબાની આપી કે તેણે સદરહુ ઘરના સીડીમાંથી કેદી પૈકી એકને તથા જુગાર રમવાના કોટડીની બારીમાંથી નિકળતાં બે જણને પકડ્યા હતા. ઉપરને માળે જવાને વાસ્તે તેને બારણું તોડવું પડ્યું હતું. જે કોટડીમાં કેદીઓ જુવે રમતા હતા તે કોટડીમાં તેને ગંજીફા, પાસા, અને નાણાં જમીન ઉપર પડેલાં માલમ પડ્યાં. વળી કેટલાક જોડા, પાઘડીઓ કે જેના ઉપર કેદીઓએ પછીથી દાવો કર્યો હતો તે પણ હતા.

પોલીસના ઇન્સ્પેક્ટર મીસ્તર અબદુલઅલીએ જુબાની આપી, કે તે ઘરની તેને ચાર પાંચ વરસની ખબર છે અને તે ઘર જુગાર રમવાને વાસ્તે વપરાય છે એવું તે જાણે છે. વળી એ ઘરના માલીકનું નામ ઘાંચી હાજી છે. અને તે ઘરનો ઉપલો માળ જુગાર રમવાને વાસ્તે વપરાય છે. બીજા ભાગમાં લોકો રહે છે- ઉલટ પાલટ સવાલ પુછવા ઉપરથી તેણે કહ્યું કે જુગાર રમવાને વાસ્તે તે ઘર વપરાય છે, એવું તેણે તપાસ કરવા ઉપરથી કહેલું. બાકીના કેદીઓ કેટલાક તકરાર વાળા ઘરના અને પાડોશીના છાપરા ઉપરથી અને કેટલાક પાસેની ઓરડીમાં છુપાયલા પકડાયા હતા.

મીસ્તર મકલકે તકરાર કરી (૧) કે જે વારંટ અન્વયે કેદીઓને પકડવામાં આવ્યા છે એ ગેર કાયદે સર હતું. સન ૧૮૫૬ના કાયદા ૧૩ની કલમ ૪૮ની સરત મુજબ અમલ કરવામાં આવ્યો નથી. કેમકે તે કલમ પ્રમાણે જે વારંટ કરવું તે પોલીસના ઇનસ્પેકટર અથવા પો-

લીસના ડેપ્યુટી અમલદાર કે જેના નામનું કરવું હોય તેનું નામ બનાવવું. અને તે કલમ ઉપરથી "બધા કોનસ્ટેબલના નામનું" કરવાનો અધીકાર નથી (કલમ ૨૫મી જુઓ) તે વારંટ કાયદા વિરૂદ્ધ હોવાને લીધે તેના ઉપરથી કેદીને પકડવું તથા તેમને શિક્ષા કરવી તે પણ કાયદા વિરૂદ્ધ છે. (૨) સને ૧૮૫૬ના કાયદા ૧૩ની કલમ ૫૭નો હેતુ એવો છે કે માણસોને જુગાર રમતા "પકડવું" અને તેજ કાયદાની કલમ ૫૮ મુજબ કેઈ ઇનસ્પેકટરને બરોબર ખાસ અખત્યાર આપેલો હોય અને તે પકડે તો તેને જુગાર રમતાં "પકડ્યો" એમ સમજવું અને તે બાબત કાયદામાં એવું ફરમાવ્યું નથી કે પોલીસના તમામ દરજાના અમલદાર અથવા સર્વે જણીક માણસ પકડે. કલમ ૫૭ કે જેના અર્થ વિષે હાલ વિવાદ ચાલે છે તે કલમનો અર્થ (મુંબઇ)ના સને ૧૮૬૬ના કાયદા ૩થી પણ આમજ સાબીત થતો માલમ પડે છે. અને કલમ ૫૮ની સરત મુજબ વર્તીને મીસ્તર પ્રાઇસને બરોબર અખત્યાર આપ્યો નહોતો. તેથી કલમ ૫૭ના અર્થ પ્રમાણે કેદીઓને જુગાર રમતાં પકડ્યા છે એમ નથી. (૩) સાચી વાત તો એમજ છે કે કેદીઓને "જુગાર રમતાં" પકડયા નથી. "જુગાર રમવાનું સાબીત થવું" અથવા "જુવે રમતાં દેખાયા" તે કાંઇ "જુવે રમતાં પકડાયા" એમ કેહેવાય નહીં. આકટમાં સાફ રીતે ફરમાવેલું છે કે જુગારીઓને "મુદા સહિત" પકડવા જોઇએ. જો એ પ્રમાણે ન હોય તો લોકોને કેટલી ઇજા અને હરકત થાય તેની હદ રેહે નહીં. જો કાયદો કરનારનો ઇરાદો એવો હોત, કે હાલના કામ જેવાને કલમ ૫૭

લાગુ પડે છે તો તેઓએ કલમ ૯૬માં જે શબ્દો વાપરેલા છે તે શબ્દ વાપરત "પોલીસ અમલદારની રૂબરૂ જે સખસ ગુન્હો કરે તેને વારંટ શિવાય પકડી શકે છે." વિગેરે (૪) આ ઘર જુગાર રમવાનું ઠેકાણું છે તે બાબતમાં પુરાવ નથી. જુગાર રમવાનું ઘર એનો અર્થ એવો છે કે તેમાં કોઈ પણ સખસ જઈ જુગે રમી શકે. બેશક સને ૧૮૬૦ના કાયદા ૪૮ના કલમ ૧૫ ઉપર ભરોસો રાખવો. પણ પોલીસના કમીશનરને સોગન ઉપર ખબર આપ્યાનો કાંઈ પુરાવ નથી. અને વારંટજ તેમાં જણેલી હકીકતની સાચાઈનો પુરાવ નથી.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે સને ૧૮૫૬ના કાયદા ૧૩ ની કલમ ૫૮ પ્રમાણે જે વારંટ કરવું તે એક અથવા વધારે ઇનસ્પેકટરના નામનું કરવું. પરંતુ બધા કોનસ્ટેબલ અને પીસ ઑફીસરના જોગનું કરવું નહીં. જ્યારે વારંટ "બધા કોનસ્ટેબલ અને પીસઓફીસર"ના જોગનું ઇનસ્પેકટરના હુકમથી બજાવવામાં આવ્યું હોય તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે વારંટના નમુનામાં જે ચુક છે તે ફક્ત કામ સંબંધી ચુક છે અને એ વારંટ બજાવ્યા અગાઉ કોઈ સખસને પકડ્યો હોય તે ઉપરથી કલમ ૫૭ પ્રમાણે તે ચુક તોહોમતની મજબુતીને અસર કરતી નથી.

પુરાવ ઉપરથી ઠરાવ્યું કે જે ઘરમાંથી કેદીઓને પકડવામાં આવ્યા હતા. તે સાધારણ જુગાર રમવાનું ઘર હતું તે બતાવવાને પુરતો પુરાવ હતો.

સને ૧૮૫૬ના કાયદા ૧૩ની કલમ ૫૭ના અર્થ પ્રમાણે "જુગાર રમતાં જે સખસને પોલીસ ઇનસ્પેકટરે જુગાર રમતાં જોયા પછી જે જગ્યામાં તેને રમતા જોયો, તે જગ્યા

ની નજદીક થોડીવાર પછી પોલીસના કોનસ્ટેબલે ઈન-સ્પેક્ટરના હુકમથી પકડ્યો તેનું નામ જુગાર રમતાં પકડ્યો એમ સમજવું.

મારા અભિપ્રાયમાં આ તોહોમત બાબત જે હરકતો સેવામાં આવીકે તે તેના ગુણદોષને કંઇ બંધ ન હતા નથી માટે રૂલનાઇસી રદ કરી.



## રાણી વિરૂદ્ધ મહમદઅલી વલદે અબદુલઅલી

તારીખ ૧૨મી માહે અકટોબર સને ૧૮૬૮

બરાનપુરના દુકાનદાર હોરા મહમદઅલી વલદે અબદુલ અલી ઉમર વરસ આશરે ૩૦ના ઉપર તારીખ ૭ મી માહે જુન સને ૧૮૬૮ને રોજ રેલવેના સ્ટેસન ઉપર પછી હરકત કરી ઉતારૂ લોકોને નીમભેરાના સ્ટેશન ઉપર દુઃખ દીધાથી લોકાપકારક કૃત્ય કર્યાનું તોહોમત હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૨૬૮*પ્રમાણે મુકર્યું હતું. તેને

* કલમ ૨૬૮—જે સખસ એહેવું કાંઇ કામ કરે, અથવા એહેવી કાંઇ કાયદા વિરૂદ્ધ કસુર કરે. કે જેથી લોકને, અથવા જે માણસો પડોસમાં રેહેતાં હોય અથવા જેઓના કબજામાં ત્યાંહાં પડોસમાં કાંઇ મિલકત હોય તે સર્વ માણસોને, કાંઇ સાધારણ નુકશાન, ભય અથવા દુઃખ થાય, અથવા જેથી જે સખસોને કાંઇ સાર્વજનિક હક વાપરવાની જરૂર પડે તે સખસોને, નુકશાન, અડચણ ભય, અથવા દુઃખ થયા વિના રેહેજ નહીં તે સખસે લોકાપકારક કૃત્ય કર્યું. એમ સમજવું.

માસીક ફોજદારી પત્રકો તપાસતાં ઉપરથી મીસ્તર ટકરે મુકરદમાના કાગળો એટલા માટે મંગાવ્યા કે જે શિક્ષા કરવામાં આવી છે તે કાયદેસર છે અને તોહોમતદાર સખસ ન્હાની ઉમરનો છે કે નહીં "હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૨૯૦ પ્રમાણે ધણું કરીને ગુન્હો કરનારને એકલા દંડની શિક્ષા કરવામાં આવે છે પણ ફુલપાવર માજીસ્ત્રેટ સને ૧૮૬૪ના આકટ ૫ પ્રમાણે વર્તેલા છે જેમાં એવું બતાવ્યું છે કે જે ગુન્હાને સારૂ માતની શિક્ષા કરવામાં આવતી નથી તે શિવાયના ગુન્હાને માટે ન્હાની ઉમરનાને હિંદુસ્થાનના ફોજદારી કાયદામાં જે શિક્ષા ઠરાવી છે તેને બદલે ફટકાની શિક્ષા કરવી અને આ ન્હાની ઉમરનો સખસ ગણી સને ૧૮૬૪ના આકટ ૬ની કલમ ૧૦ પ્રમાણે વધારેમાં વધારે શિક્ષા કરવામાં આવી છે.

ઠરાવવામાં આવ્યું કે તોહોમત અને શિક્ષા રદ કરવામાં આવી છે એટલા કારણથી કે (૧) દફતરમાં તોહોમતદારની ઉમર અરાઢ વરસની લખેલી છે તેથી કાયદેસર ન્હાની ઉમરનો ગણી શકાય નહીં. ફોજદારી કમ

કરવો હોય તો ૧૫૦ ફટકા કરતાં વધા ફટકાની શિક્ષા કદી કરવી નહીં. અને નેતરનો ઉપયોગ કરવો હોય તો ૩૦ ફટકા કરતાં વધા ફટકાની શિક્ષા કરવી નહીં. જસટીસ ઓફ ધીપીસના દેખતાં અથવા માજીસ્ત્રેટનો અધિકાર ચલાવવાનો અખત્યાર જે અમલદારને આપ્યો હોય તેના દેખતાં અને જે કોરટે શિક્ષાનો ઠરાવ કર્યો હોય તે કોરટે બીજી રીતે હુકમ કર્યો નહીં હોય તો વૈદના દેખતાં પણ ફટકા મારવા.

ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૩૩† પ્રમાણે ન્હાની ઉમરના ગુન્હેગારોને સુધારાના ઘરમાં મોકલવા જોઇએ. અને આ ગુન્હેગારની જાતમાં સોલ વરસ લગીના ઉમરાનો સમાસ થાય છે.

રજુ—તોહોમતદાર ઉપર એવું સાબીત થયુંછે કે ચોથા અને ત્રીજા વર્ગના ભાડાનો તફાવત આપવાને તેણે ના પાડી અને તેને જે રેલવેના પોલીસના સીપાઇએ અટકાવ્યો તેના નંબરની ખાત્રી કરવાને તેનો પટો પકડ્યો તેથી જે બીનાઓ ઉપરથી આ ગુન્હો બન્યો ત

---

†કલમ ૪૩૩ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૧૮ સમજવી—કલમ ૩૧૮—જ્યારે સોળ વર્ષ કરતાં ઓછી ઉમરના કોઇ શખસની ઉપર કાંઇ પણ ગુન્હાને માટે કોઈ ફોજદારી કોરટ કેદની શિક્ષાનો હુકમ કરે ત્યારે તેને ફોજદારી તુરંગમાં કેદ કરવાને બદલે કેદ કરવાની લાયક જગ્યા દાખલ સ્થાનીક સરકારે સુધારાનું જે ઘર કાહાડ્યું હોય, ને જેમાં તે કેદ કરેલા સખસને બરાબર હુકમમાં ચલાવવાનું તથા કાંઇ ઉપયોગી ધંધો શિખવવાનું બની શકે એહેવું હોય, તે ઘર માંહે તે ગુન્હેગારને કેદ રાખવાનું ફરમાવવાને તે કોરટ મુખત્યાર છે. અથવા તે સુધારાના ઘર માંહે કેદ કરેલા સખસોને હુકમમાં રાખવા તથા શિખવવા સંબંધી સ્થાનિક સરકાર ફરમાવે તેહેવા નિયમો મુજબ ચાલવાને રાજી હોય તેહેવા કોઈ સખસને સુધારાનું ઘર કાહડ્યું હોય તે ઘરમાં” તે ગુન્હેગારોને કેદ રાખવાનું ફરમાવવાને તે કોરટ મુખત્યાર છે. આ કલમ મુજબ કેદ કરેલા સઘળા સખસોને ઉપર મુજબ સરકારે ઠરાવેલા નિયમો લાગુ પડશે.

ઉપરથી લોકોપકારક કૃત્યનો ગુન્હો ગણી શકાય નહીં.

---

## રાણી વિરૂદ્ધ નાથા કલ્યાણ અને બાઈ લખી.

### તા૦ ૧૯ મી માહે જાનેવારી સને ૧૮૭૧

કેદીઓ ઉપર તપાસ ચલાવી ભરૂચમાં સુરતના આસીસટંટ જડજ મીસતર એગ્નીસ્ટે ચોરીના ‡ તોહોમતદાર ઠરાવી દરેક જણને આરાડ માસ સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા કરી હતી.

કેદી લખી, ફરીઆદીની ધણીઆણી હતી; અને કેદી નાથા તેનો સાબેતો હતો. લાગ તાકીને ફરીયાદીની ગેર હાજરીમાં તેઓએ કેટલોક માલ ચોર્યો જેમાં તપાસ કરનાર અધિકારીને કેટલુક લખમીનું સ્ત્રીધન અને કેટલાક બીજા રૂપિયા ચોરેલા માલમ પડ્યા.

લખીએ અપીલ કર્યાથી ઠરાવવામાં આવ્યુ જે મુકરદમામાં પડેલા પુરાવથી કોટરની ખાત્રી થતીનથી કે પોતાનુ પહલુ અથવા સ્ત્રીધન શિવાય તેના ધણીપાસેથી કંઈ મિલકત લીધી

---

‡ કલમ ૩૭૮ જે માણસ કોઈ સખસના કબજામાંથી તે સખસની રજા મંદીશિવાય કાંઈ જંગમ મીલકત બદદયાનતથી લેવાનો ઇરાદો કરીને તેપ્રમાણે લેવાસારૂ તે મિલકતને ખસેડે તે માણસે ચોરી કરીએમસમજવું.

કલમ ૩૭૯—જે માણસ ચોરી કરે તેહેને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમેતે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

અને હિંદુની ઓરત પોતાના ધણીની મિલકત લીધાથી ચોરીની તકશીરવાર થઇ શકે એ શવાલનો નિવેડો કર્યા શિવાય કોરટના અભિપ્રાયમાં આવેછે કે પોતાનુ પહેલુ લેણ બાબત ચોરીની શિક્ષા થઈશકે નહીં; કેમકે તેના ઉપર હિંદુસ્થાનના આ ભાગમાં ઘણીયાત પણ શક વગર રહેલુંછે. (મયારામ રાજારામ અને બીજા વિરૂધ ગોવીંદ રતનજીનો મુકરદમો જુઓ) (અ‡) વલભરામ ઉમીયાશંકર વિરૂધ વીજલી (બ‡) વિગેરે.

આ કેદીઆણ ઉપરની શિક્ષા અને તોહોમત તે માટે રદ કરવું જોઈએ. ઓરતે આ મિલકત લીધામાં કંઈ ગુન્હો કર્યો નથી તે માટે પુરૂષ કેદીને છોડવો જોઇએ.

વળી તેના ઉપરનું તોહોમત અને શિક્ષા રદ કરવામાં આવેછે.



## શાણી વિરૂદ્ધ ધર્મયા વલદે સાંગાપા.

આ બાબત નાશક જલ્લાના માજીસ્ટ્રેટ મીસ્તર એચ, એન, બી, અર્સકીને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ† ૪૩૪ અન્વયે ધગતપરાના બીજા

‡ મીસ્તર બારોડેલનું ૨૭૦ (૧૮૬૩ની એડીશન) અને ૪૮૧મુ પાનુ જુઓ.

†કલમ ૪૩૪ને બદલે કલમ ૨૯૬ સમજવી. કલમ ૨૯૬— શિક્ષાનો ઠરાવ અથવા હુકમ કાયદા વિરૂધછે અથવા જોઇએ તે કરતાં વધારે સખત સજાનો હુકમ કર્યો

વર્ગના‡ કનીષ્ટ માજીસ્ત્રેટના કાગળો હુકમ સારૂ મોકલ્યા કે જેમાં તેણે કેદી ધર્મયાને મ્યુનીસીપાલનો નિયમ તે કરણામાં પ્રસિદ્ધ કરવામાં આવ્યો છતાં તોડ્યા બાબત ચાર આના દંડની શિક્ષા કરી હતી.

કાગળમાં એવું લખ્યું હતું કે નામદાર જડજ સાહેબોએ રાણી વિરૂદ્ધ મલારજી બીન નોલોજીના[1] મુકરદમામાં ઠરાવ્યુંછે કે સને ૧૮૫૦ ના આકટ ૨૬ પ્રમાણે જે નિયમ કરવામાં આવ્યો હોય તે તોડ્યા બાબત દંડ કરવા સારૂ બીજા[2] વર્ગના માજીસ્ત્રેટને અધિકાર નથી. તેથી શિક્ષા ગેર કાયદેસીર લાગેછે માટે હું કામના કાગળો મોકલુંછું. સબોર્ડિનેટ માજીસ્ત્રેટ ધારેછે કે સને ૧૮૬૯ નો આકટ ૮ થયાથી તેને અધિકારછે. પરશિષ્ટનો છેવટ નો ભાગ જેના મથાળામાં "બીજા કાયદાઓ તોડીને કરેલા[3] ગુન્હાઓ" એવું બતાવેલું છે તેથી જે નથી એહેવું સેશનકોરટની અથવા (ડિસ્ત્રિક્ટ માજીસ્ત્રેટની નજરમાં આવેતો હુકમ થવા સારૂ તે કામ બાબત હાઈકોરટને રીપોર્ટ કરવાનો તે કોરટને અથવા માજીસ્ત્રેટને અખત્યાર છે.)

1 મુંબઈની હાઈકોરટનો ફોજદારી મુકરદમો ૩૬.

‡ 2 બીજા વર્ગના કનીષ્ટ માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે ત્રીજા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

3 મોતની અથવા સંમુદ્રપાર કરવાની અથવા ૭ વર્ષ સુધી અથવા તે કરતાં વતી મુદતની કેદની શિક્ષા જોગ હોય તો.

મુકરદમામાં એકલો દંડ અથવા એક વરસથી ઓછી મુદ્દ-તની કેદ ઠરાવી છે તે મુકરદમા ચુકવવાનો કોઇ પણ મા-જીસ્ત્રેટને અધિકારછે. પરશિષ્ટની શરૂઆતમાં સમજુતી સાથેનો સાતમો૧ ખુલાસો વાંચવાથી મને શક રહેછે કે સબોર્ડિનેટ માજીસ્ત્રેટનો વિચાર ખરો છે કે નહીં. જો એ પ્રમાણે હોય તો આ વાત જાહેરાતમાં મુકવી તે ઘણું જરૂરીઆતછે; કેમકે ઘણા કસ્બામાં મ્યુનિસિપાલના નિયમો ફકત નજીવા કાગળ માફક પડી રહેલાછે, કેમકે સ્થાનિક માજીસ્ત્રેટને તે અમલમાં લાવવાને સતા નથી.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું કે મ્યુનીસીપાલીટીના નિયમ તોડવા બાબત દંડ કરવાનો સબોર્ડિનેટ ÷ માજીસ્ત્રેટને અધિકાર છે.

---

ત્રણ વર્ષ કર્તાં વતી મુદતની અને સાત વર્ષથી ઓછી મુદતની શિક્ષા જોગ હોયતો,

ત્રણ વર્ષથી ઓછી મુદતનીશિક્ષા જોગ હોયતો.

એકલા દંડની અથવા ૧ વર્ષથી ઓછી મુદતની કેદની શિક્ષા જોગ હોયતો.

૧ સાતમા ખુલાસાને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે છઠો ખુલાસો સમજવો.

૬ઠો—બીજા કાયદા પ્રમાણે જે ગુન્હા બાબત શિક્ષા થઇ શકિત હોયતે ગુન્હાનુ કામ ચલાવવાની રીત બાબત તે કાયદામાં વિશેષ ઠરાવ કર્યા હોય તે ઠરાવમાં બીજા કા-યદા તોડીને કરેલા ગુન્હા એવા ગથાળાંના આ પરશિષ્ટના આખરના ભાગ ઉપરથી ફેરફાર થાયછે અથવા તે ઠરાવ ને હરકત થાયછે એવું સમજવુ નહી.

## રાણિ વિરૂધ શૌટર.

### તારીખ ૪ થી માહે અપ્રેલ.

સને ૧૮૫૪ ના આક્ટ ૭ ની કલમ ૨૩[1] સને ૮૬૨ ના આક્ટ ૧૭ ના પરશિષ્ટ ઉપરથી રદ થતી નથી

વડોદરોના ગાયકવાડ સરકાર અને ઈસ્ટ ઈનડીઆ કમપની વચ્ચે તા૦ ૬ ઠી માહે નવેમ્બર સને ૧૮૧૭ ને રો । જે તહનામું થયું છે તે પ્રમાણે ગાયકવાડ સરકારે તોહોમતદારની માગણી કરવા ઉપરથી તેને પકડી સ્વાધીન કરવા બાબત જે રીત કહેલીછે તે રીત સને ૧૮૫૪ ના આક્ટ ૭ માં બતાવેલી રીતથી જુદીછે. અને તેની પેહેલાની છે. તે માટે આવા મુકરદમાને કલમ ૨૩ લાગુ પડેછે.

આહાવા તોહોમતદારના ગુન્હા વિશેની પ્રથમ ચોકશી કરવા શિવાય સરકારે તોહોમતદાર શખસને ગાયકવાડ સરકારને સોંપવામાં વાજબી કરચુંછે એમ ગણાશે નહીં.

---

*મેજીસ્ટ્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે બીજા અને ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટ સમજવા.

૧ કલમ ૨૩—આ આક્ટમાં હર કોઈ મુકરદમા બાબત સ્પષ્ટ નિયમ ઠરાવ્યો ન હોય તે મુકરદમામાં અથવા આ આક્ટમાં ઠરાવેલી રીતી શિવાય બીજી રીતે કોઈ માણસ ઉપર પારકા રાજના અથવા સંસ્થાનના કાયદા પ્રમાણે કામ ચલાવવાનું હોય તે માંણસ સદરહુ તહનામા ઉપરથી પારકા રાજાને અથવા સંસ્થાનને સ્વાધીન કરવાની રા–

સને ૧૮૫૪ ના આક્ટ ૭ ની કલમ ૨૩ પ્રમાણે વારંટ કાહાડવામાં આવ્યું તેમાં એમ બતાવ્યું હતું કે તોહોમતદારને વડોદરા સરકારના રેસીડેન્ટને સ્વાધીન કરવો પણ એમ નહોતુ જણાવ્યું કે ગુન્હેગારની તપાસ થએલી હતી, અથવા થવાની હતી તેમાં એવું ઠરાવવામાં આવ્યું કે આટલા ઉપરથી એ વારંટ ગેર સોરસ્તે નથી, કેમકે તે આક્ટ પ્રમાણે તપાસ કરવાની જરૂર જણાય તે તપાસ કરવાને માટે તોહોમતદારને વડોદરાના રેસીડેન્ટને સોંપવાનો હતો એવું અનુમાન થાય છે. તેજ કાયદાની કલમ ૨૩ પ્રમાણે જે વારંટ મોકલવું તેમાં લખવું કે કાંતો તોહોમતદારના ગુન્હા વિશે તપાસ ચલાવવાની છે અથવા સજાની છે.

---

ણીને અગવા ઇસ્ટ ઇનડીઆ કમપનીને જરૂર હોય તો ઇસ્ટ ઇનડીયા કમપની સરકારના તાબા માંહેના મુલકના જે ભાગમાં સદરહુ માણસ જડે તે ભાગની સરકારને એવો અધિકાર છે કે સદરહુ પારકા રાજની અથવા સંસ્થાનની તરફથી માગણું થવા પછી સદરહુ ળહનામાં પ્રમાણે ચાલવા સારૂ તથા તે માણસ સ્વાધીન કરવા સારૂ તથા માગવા સારૂ આવેલા પત્રમાં લખેલાં તોહોમતની પેહેલ વેહેલી તજવીજ કરવા સારૂ જે કાંઇ કરવાનું પોતાને યોગ્ય દેખાય તે કરવું અને સરકારના સેક્રેટરીમાંથી એકની સહીનો લખેલો હુકમ સરકારનો હોય ત્યારે તે હુકમ અમલમાં લાવવા સારૂ જે જે કામો કરવાં પડે તે સર્વ કામના દોષનું નિવારણ કરવા સારૂ તે હુકમ મજબુત આધારછે એવું સમજવું.

## રાણી વિરૂધ વ્યંકાજી ભાસકર.

### તારીખ ૧૩ મી માહે એપ્રેલ.

આ મુકરદમામાં કેદી વ્યંકાજી ભાસકરને ધારવાડ જીલ્લાના કામખાસના બીજા વર્ગના સબોર્ડિનેટ※ માજીસ્ત્રેટે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૭૪* આ-ન્વયે નીકળેલા સમનનું ઇરાદાથી અમાન્ય કર્યાનો ગુન્હેગાર ઠરાવી રૂપૈયા ૫ દંડની શિક્ષા કરી હતી અને તે દંડ કેદીએ આપ્યો હતો.

ધારવાડ જીલ્લાના માજીસ્ત્રેટ મીસતર રોબર્ટસને આ મુકરદમો હાઇકોરટમાં હુકમ સારૂ પોતાના નિચે જણાવેલા અભિપ્રાય સુધાંત મોકલ્યો હતો.

---

※ બીજા વર્ગના માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે ત્રીજા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

* કલમ ૧૭૪—જે સરકારી નોકરને પોતાના સરકારી હોદાના જોરથી સમન, નોટીસ, હુકમ અથવા જાહેર ખબર આપવાનો કાયદા મુજબ અખતાર હોય એહેવા કોઈ સરકારી નોકરે કરેલા સમન, નોટીસ, હુકમ અથવા જાહેર ખબર મુજબ ફલાણા ઠેકાણે અથવા ફલાણી વખતે જાતે અથવા મુખત્યારની મારફતે હાજર થવાનો જે માણસની કાયદા મુજબ ફરજ હોય તે માણસ અગર ઇરાદાથી તે ઠેકાણે અથવા તે વખતે હાજર થવામાં કસુર કરે અથવા જે ઠેકાણે હાજર થવાની ફરજ હોય તે ઠેકાણેથી જવાની કાયદેસર વખત થતા પેહેલાં ત્યાંથી જાય, તે માણસને એક મહીનાની મુદત સુધી

કાગળો ઉપરથી માલમ પડેછે કે તાહેગતદાર રવી ગામનો કુમકરણી છે. સબોર્ડિનેટ માજીસ્ત્રેટે પોતાના માહાલકરીના દરજાની રૂએ સમન કરેલો તે સમનનું અમાન્ય કર્યાનો તેને ગુન્હેગાર ઠરાવ્યો હતો. કેટલીક આ બુક ચોપડીઓ ઉપર માહાલકરીની સીલો થવી જોઇએ તે સીલ કરવાને પોતે શા વાસ્તે ચુક કરી પોતાના કામમાં કસુર કરી તે બાબતનો જુવાબ આપવાને સારૂ તાહેગતદારને સમન કર્યો હતો. સબોર્ડિનેટ માજીસ્ત્રેટે પોતાની મંજુરી દફતરે લખી પોતે મુકરદમો ચલાવ્યો. લખેલી મંજુરીઅતથી માલમ પડે છે કે સબોર્ડિનેટ માજીસ્ત્રેટે સને ૧૮૪૩ ના કાયદા ૧૧ ની કલમ ‡૮ અન્વયે સમન

---

ની આસાન કેદની, અથવા પાંચસેહ રૂપૈયા સુધીના દંડની અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે. અથવા અગર તે સમન, નોટીસ, હુકમ કે જાહેર ખબર જાતે અથવા મુખત્યારની મારફતે કોઇ ઇનસાફના કોરટમાં હાજર થવા બાબતની હશે તો તે માણસને છ મહિનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપૈયા સુધીના દંડની, અથવા બંનેની શિક્ષા કરવામાં આવશે.

‡ કલમ ૮–અને એમ ઠરાવ્યું છે કે જે પ્રમાણે શાક્ષીદારોને હાજર કરવાને તથા કાગળ પત્ર અણાવવાને તથા સાક્ષી લેવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે તે પ્રમાણે ઉપલી કલમમાં લખેલી તપાસણી કરવી વખતે ચલાવવાને કલેકટર કીવા બીજો કોઇ અમલદાર મુખત્યાર છે.

મોકલ્યો હતો, આ કલમ પ્રમાણે સમન ફકત કલેકટરથી અથવા સરકારે અખત્યાર આપેલા હકુમત ચલાવનાર અધિકારીથી ગામના નોકરને તેના હોદાથી રજા આપતાં પેહેલાં તે આઠના કલમ ૭† અન્વયે તપાસ ચલાવવાનેમાટે મોકલી શકાય. આવા સમન મોકલવાને સબોર્ડિનેટ માજીસ્ત્રેટને અધિકાર નોહોતો. વળી તે શિવાય તેનું પ્રોસીડીંગ ઘણુંજ ગેરકાયદે અને ગેરસીરસ્તે છે.

ઠરાવવામાં આવ્યું જે જીલ્લા માજીસ્ત્રેટના અભિપ્રાય સાથે કોરટ ગણતી આવી સબોર્ડિનેટ માજીસ્ત્રેટે જે શિક્ષાનો ઠરાવ કર્યો છે તે રદ કરવામાં આવેછે. અને હુકમ કરવામાં આવે છે કે દંડ તેને પાછો આપવો-

---

## રાણી વિરૂધ દયાળજી એંદારજી.

### તારીખ ૨૫ મી માહે એપ્રેલ.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૦૪‡ પ્રમાણે કોરટને અરજી કરવામાં આવી હતી.

---

† કલમ ૭—જો કોઇ એક વતનનો અમલદાર અપરાધ કરશે કીંવા કલેકટરની તથા બીજા કોઇ અમલદારની નજરમાં એમ આવશે કે તે અમલ ચલાવવા જોગ નહીં તો તેને દુર કરવાને કલેકટર કીંવા બીજો કોઇ અમલદાર મુખત્યાર છે, પણ દુર કરતાં પેહેલાં જે અંતર પડ્યો હશે તેની ચોકશી કરીને કલેકટરે લખવી. અને તે તપાસણીના કાગળ ઉચિત કરવા વિશે ગવરનર કાઉનસીલમાં મોકલવા.

‡ કલમ ૪૦૪ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૭ સમજવી.

મુકદમાની હકીકત નિચે પ્રમાણે છે.

સને ૧૮૭૦ ના આકટ ૧૬ ની કલમો પ્રમાણે એક કુંવરજી નામના સખસની પેદાસની તજવીજમાં તોહોમતદારે પ્રતિજ્ઞા ઉપર જુબાની આપી કે આંચેલી ગામમાં કુંવરજીની કેટલીક જમીન છે તે પોતે ખેડે છે. કુંવરજીએ તેજ દીવસે અને તેજ અધિકારીની રુબરુ જુબાની આપી કે મેં વરસ દીવસે રુપિયા પાંચસેને પાંચને સારુ તે જામીન સાથે આપેલી છે. અને તેથી કરીને ઇનકમટેક્ષ ભરવાને લાયક છું. સુરત જીલ્લાના ફુલપાવર‡ માજીસ્ટ્રેટ મીસ્તર રામસીએ તેના ઉપર તે તોહોમતની બાબત તપાસ ચલાવી, અને હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૮૧† પ્રમાણે જે સરકારી અધિકારીને સોગન આ-

---

કલમ ૨૯૭—કોઈ પણ મુકરદમો પોતે મંગાવ્યો હોય, અથવા હુકમ થવા સારુ જે મુકરદમા બાબત પોતાને ત્યાંહાં રિપોર્ટ આવ્યો હોય, અથવા જે મુકરદમાની પોતાને ખબર થઈ હોય તે મુકરદમામાં પોતાના તાબાગાંની કુલાણી કોરટના ઇનસાફી કામમાં જરૂરીયાત ચુક થઈ છે એહેવું હાઇકોરટને દેખાય તો, હાઈકોરટે પોતાને યોગ્ય જણાય તેવો ફેંસલો અથવા શિક્ષાનો ઠરાવ અથવા હુકમ કરવો.

‡ ફુલપાવર માજીસ્ટ્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ સમજવા.

† કલમ ૧૮૧—કોઇ સરકારી નોકરને અથવા કાયદા મુજબ સોગન આપવાનો જેને અખત્યાર હોય એહેવા બીજા કોઇ સખસને કાંઇ પણ બાબતમાં સાચી વાત

પત્રાનો અખ્તિયાર હતો તેની ખબર સોગન ઉપર જુઠી સાક્ષિ આપ્યાનો ગુન્હેગાર ઠરાવી છ માસ સખ્ત મજુરી સાથે કેદ અને રૂપિયા પચાસ દંડ અને તે ના આપે તો એક માસ સખ્ત મજુરી સાથે વધારે કેદ ભોગવવાની શિક્ષા કરી હતી.

અપીલમાં સુરતના જડજ મીસ્તર ન્યુનહામે શિક્ષા અને ઠરાવ બાહાલ રાખ્યાં. તે ઉપર હાઇકોરટમાં અપીલ થઈ.

રાણી વિરૂધ નથુ કમાલના મુકરદમામાં જે ઠરાવ થયેલો છે તે ઉપર નજર રાખી ઠરાવ કરવામાં આવે છે કે તોહોમત અને શિક્ષા રદ કરવામાં આવી છે કેમકે તોહોમતદારે જે કૃત્ય કરેલું છે તે કૃત્ય ઉપરથી હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ † ૧૯૩ પ્રમાણે ઇન—

---

કેહેવાને કોઈ સોગનથી કાયદા મુજબ બંધાયા છતાં જે માણસ સદરહુ સરકારી નોકર અથવા બીજા માણસને તે બાબતમાં એહેવો કાંઇ ગનજ્હુર કેહે કે તે ખોટો હોય, અને તે ગનજ્હુર ખોટો છે એમ તે માણસ જાણતો કે માનતો હોય, અથવા તે ખરો છે એમ તે માણસ માનતો ન હોય, તો તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

† કલમ ૧૯૩—જે માણસ કાંઈ ઇનસાફી મુકરદમાના કોઈ પણ ભાગમાં ઇરાદાથી ખોટી શાહેદી આપે, અથવા કોઈ ઇનસાફી મુકરદમાના કોઈ પણ ભાગમાં વપરાય એહેવા કારણસર ખોટો પુરાવો બનાવે, તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની

સાચી મુકરદમામાં જુઠી સાક્ષી આપ્યાનો ગુન્હો થાયછે અને તે ફુલપાવર‡ માજીસ્ટ્રેટના અધિકાર બાહાર છે. તેથી જો દંડ લીધો હોય તો તેને પાછો આપવો. તોહોમતદાર ચાર માસ ઉપરાંત સજા ભોગવી ચુક્યો છે તેથી કોરટના અભિપ્રાયમાં આવે છે કે તોહોમતદાર ઉપર આ ગાડી કામ ચલાવવું કોરટની નજરમાં દુરસ્ત જણાતું નથી.



## જુઠી વિરૂધ અવજી બીનનાર.

તારીખ ૧૭ મી માહે મે.

સને ૧૮૫૭ ના આક્ટ ૩ ની કલમ ૧૪+ પ્રમાણે

કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; તથા બીજી કોઈ પણ બાબતમાં જે માણસ ઈરાદાથી જુઠી શાહેદી આપે અથવા જુઠો પુરાવો બનાવે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીનો બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને લાયક થશે.

‡ફુલપાવર માજીસ્ટ્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ સમજવા.

+ કલમ ૧૪—સને ૧૮૭૧ ના કાયદા ૧ થી રદ થઈ તેને બદલે કલમ ૨૦-૨૧-૨૨ થઈ છે તે નીચે મુજબ.

કલમ ૨૦—જે માણસના ઢોરો આ આક્ટ પ્રમાણે પકડીને અટકાવી રાખ્યાં હોય તેને તે ઢોર પકડવા બાબત પકડ્યાની તારીખથી દશ દીવસમાં ગમે તે વખતે ડિસ્ટ્રિક્ટના માજીસ્ટ્રેટને ત્યાંહાં અથવા ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટને

ત્યાંહાંથી ફરિયાદ આવ્યા વગર ફરિયાદ લઈને ઇન્સાફ કરવાનો અધિકાર જે માજીસ્ટ્રેટને આપ્યો હોય તે માજીસ્ટ્રેટને ત્યાંહાં ફરિયાદ કરવાનો અધિકાર છે.

કલમ ૨૧– ફરિયાદ કરવી તે ફરિયાદ કરનારે પોતાની જાતે કરવી. અથવા જે માણસ પોતાની જાતે તે બાબતની હકીકતથી વાકેફગાર હોય તેવા મુખત્યારની પાસે કરાવવી. તે મરજીમાં આવે તો લખીને કરવી. અથવા મુખ જબાનીએ કરવી. મુખ જબાનીએ ફરિયાદ થાય ત્યારે તે ફરિયાદની મતલબ માજીસ્ટ્રેટે લખી લેવી.

ફરિયાદ કરનારની અથવા તેના મુખત્યારની જુબાની લીધા પછી ફરિયાદ બાજબીછે એવું માનવાને માજીસ્ટ્રેટની નજરમાં સબબ આવેતો જે માણસ ઉપર ફરિયાદ કરી હોય તેને તેણે સમન કરવા; અને તે મુકરદમાની ચોકશી કરવી.

કલમ ૨૨–ઢોર પકડ્યાં તેવાત કાયદા વિરૂધ છે એવું ઠરે તો તેઓને પકડીને અટકાવી રાખ્યા બાબત ફરિયાદ કરનારને જે નુકશાન થયું હોય તે બાબત માજીસ્ટ્રેટને યોગ્ય જણાય તે પ્રમાણે તેણે ઢોર પકડનારની પાસે ફરિયાદ કરનારને સો રૂપૈયા સુધી નુકશાનનો બદલો અપાવવો. અને ઢોર છોડવવાનો ફરિયાદ કરનારને જે ખર્ચ થયો હોય તે સઘળો ખર્ચ અને તેણે દંડ ભર્યો હોય તે દંડ પણ અપાવવો.

પુરવા જાબ્યા સતારા જીલ્લાના વારગુના બીજા વર્ગના †
કાઓર્ડિનેટ માજીસ્ત્રેટે ગુન્હેગાર ઠરાવી રૂપિયા ૩-૯-૦ દંડ
ની શિક્ષા કરી હતી અને તે દંડ ફરિયાદીને આપવાનો હુ
કમ કર્યો હતો. શિક્ષામાં વળી એહેવું ફરમાવ્યું હતું કે
ફરિયાદીએ પોતાની અરજી ઉપર આઠ આનાનો સ્ટાંમ્પ
ચોહોડેલો હતો તે આઠ આનાની રકમ પણ તેને આપવી.

માહે આકટોબર સને ૧૮૭૦ ના સતારા જીલ્લાના
કાઓર્ડિનેટ માજીસ્ત્રેટોના માસીક ફોજદારી પત્રકો જોવા
ઉપરથી આ મુકરદમો જાણવામાં આવ્યો હતો. મુકરદ-
માના કાગળો એટલા સારૂ મંગાવવામાં આવ્યા હતા
કે કોરટ થી માજીસ્ત્રેટ તોહોમતદાર પાસેથી વસુલ લેઈ ફ-
રિયાદીને આપવા કાયદેસાર ફરમાવ્યું હતું કે નહીં કેમકે
તોહોમતદારનું કર્મ સને ૧૮૫૭ ના આક્ટ ૩ ની કલમ
૧૪ પ્રમાણે ગુન્હો નથી. પણ ફકત હરકત કે જેને વાસ્તે
નુકશાન આપી શકાય.

કોરટના વિચારમાં આવેછે કે ઢોરોને ગેર કાયદેસર
પકડવાં તથા ડબામાં પુરવાનું કામ કે જે વિશે સને
૧૮૫૭ ના આકટ ૩ ની કલમ ૧૪ માં લખ્યું છે તે સને
૧૮૭૦ ના કોરટ થી આકટની કલમ ૩૧ ના પરશિષ્ટ ૨
ના આંક ૧ ની રકમ બે ના અરથ પ્રમાણે ગુન્હો થ-
તો નથી.

---

† બીજાવર્ગના માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ
ચલાવવાની રીતના કાયદા પ્રમાણે ત્રીજા વર્ગના માજીસ્ત્રેટ
સમજવા.

ગુન્હો એ શબ્દ સને ૧૮૫૭ ના આકટ ૩ ની કલમોમાં સાફ રીતે વાપરેલો છે પણ કલમ ૧૪ માં વાપરેલો નથી. વળી સાફ રીતે એવું ફરમાવ્યું છે કે, કાંતો ફરિયાદ મોહોડાની અથવા સાદા કાગળ ઉપર લખેલી જોઇએ. સાદા કાગળ એ શબ્દ સને ૧૮૭૦ ના કોરટ ફી આકટના પરિશીષ્ઠ ૩ ના ભાગ ૨ થી રદ થયો નથી. કેમકે બીજા આકટમાં બતાવેલા તે અથવા તેવા શબ્દો તે પરિશીષ્ટથી રદ થયેલા છે. તે માટે સ્પષ્ટ રીતે માલમ પડે છે કે, આવી ફરિયાદીઓને સટાંમ્પની જરૂર નથી. અને તેથી કરીને તોહોમતદારને સટાંમ્પની ફી અપાવવાનો હુકમ કરવો જોઈતો નહોતો એ પ્રમાણે હુકમ કરવામાં આવ્યો.

---

સને ૧૮૨૭ ના રેગ્યુલેશન ૧૨ ની કલમ ૧૯ ની રકમ ૬‡ પ્રમાણે મનાઈની નોટીસની બાબતમાં તારીખ ૨૫ મી માહે અપ્રેલ.

પુના જીલ્લાના માજીસ્ત્રેટ મીસ્તર ઓલીફંટે તારીખ ૩૧ મી માહે માર્ચ સને ૧૮૭૧ ને રોજ નિચે લખ્યા પ્રમાણે જાહેરનામુ કર્યું હતું.

---

‡ રકમ ૬. આ કાગળમાં લખેલા હુકમ ચલાવવા હોય અને તે હુકમ એક આશામી ઉપર લાગતો હોય તો માજીસ્ત્રેટે તેહેને તાકીદ કરવી, અને ઘણા લોકોને લાગતો હોય તો એક નોટીસ લખીને ગામની પ્રસિદ્ધ જગ્યા માંહે ચોડવી ને વળી ત્યાંહાં આરડીને વંચાવવી પછી તે નોટીસની નકલ ફોજદારી અદાલત માંહે મોકલવી, અને અદાલત તે હુકમને રદ કરે ત્યાંહાં સુધી તે હુકમ પ-

ગ્રેટ ઈંડીયા પેનીનસ્યુલા રેલવેના ટ્રાફીક મ્યાનેજર તરફથી એહેવી ખબર આવી કે કેટલાક લેવલ ક્રોસીંગ (ગાહાડાની લાઈન ઉપર આડા કાઢેલા રસ્તાઓ) કે જે ફક્ત તે લાઇનની આજુબાજુના ગામના લોકોના ઉપયોગ સારૂ બનાવવામાં આવેલાછે તે સઘળા રસ્તાઓ માફક ગણી ભારે વેપાર સારૂ વપરાયછે. તેથી મુંબઈ તરફના મોહોટા રસ્તાના ટોલને નુકશાન થાયછે. અને વળી એક પછી એક જાથુ ખગું ભરેલાં ગાડાં તેના ઉપર જવાથી મુસાફરી કરનારે ઉતારૂને નુકશાન થવાનો સંભવ છે. આથી સદરહું લેવલ ક્રોસીંગ આગળના દરવાનોને તથા જે ગામમાં તે આવેલાછે તે ગામના પટેલોને તે ઉપર જતો વેપાર મના કરવાને હુકમ કરવામાં આવ્યો છે. આ ગનાઈના હુકમનું જે અમાન્ય કરશે તેને કાયદા પ્રમાણે શિક્ષા કરવામાં આવશે.

આ જાહેર ખબર સને ૧૮૨૭ ના રેગ્યુલેશન ૧૨ ની કલમ ૧૯ ની કકમ ૬ પ્રમાણે હાઈ કોરટમાં મંજુરી-

---

લાવવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે, અને તે હુકમ જે નહીં માને તેહેના એક મહીનાની પેદાશ દંડ માંહે લેવાને, અથવા એક મહીનો કેદ કરવાને, અથવા કોટડી માંહે પુરી મુકવાને અથવા એ માંહેલી બે કે બધી શિક્ષા કરવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે. ને વળી જેથી લોકને ઉપદ્રવ થાય એહેવાં ઘર અથવા પદાર્થ કાહાડી નાંખતાં જે ખરચ થાય તે ફોજદારી અદાલતનો હુકમ લેઈને તે ઘરના સામાનનું તથા પદાર્થનું લીલામ કરીને તે માંહેથી વાળી રાખતાં બાકી રહે તે ધણીને આપવું.

ખત સારૂ મોકલી હતી. તે ઉપરથી એવું ઠરાવવામાં આવ્યું કે જીલ્લા માજીસ્ટ્રેટે તારીખ ૩૧ મી માહે માર્ચ સને ૧૮૭૧ને રોજ નોટીસ કરેલી છે તેનો સને ૧૮૨૭ ના કાયદા ૧૨ ની કલમ ૧૯ ની રકમ ૬ ની મતલબમાં સમાસ થતો નથી.

---

## રાણી વિરૂદ્ધ તાઈ નાનચંદની ધણીયાણી.

તા૦ ૨૬ મી માહે અપ્રેલ.

તોહોમતદારણને ખાનદેશ જીલ્લાના સેશન જડજ મીસ્તર હોલ્બર્ટે ઈનસાફી મુકરદમામાં ખોટો પુરાવો‡ આપવાની ગુન્હેગાર ઠરાવી ત્રણ માસ સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા કરી હતી.

તેણીએ હાઇકોરટમાં અપીલ કરવાથી કામના કાગળો અંગાની આ મુકરદમાની હકીકત સાંભળવા ઉપરથી ફરિયાદ કરવાની મંજુરી પુરતી રીતે આપી છે કે નહીં. એ બાબતનો શક રહેવાથી તોહોમતદારણને જમાન ઉપર છોડવાનો હુકમ કર્યો અને આ સવાલનો નિર્ણય થવાને સારૂ ફુલબેંચમાં મોકલ્યો.

આસીસ્ટન્ટ જડજે નિચે લખ્યા પ્રમાણે તોહોમતદારણ ઉપર ફોજદારી કામ ચલાવવા સારૂ મંજુરી આપી હતી.

તાઈ, બાજી, અને બાબા એ ત્રણ જણોએ ફરીઠ કરનાર માજીસ્ટ્રેટની આગળ જે હકીકત કહી હતી તેના વિરૂદ્ધ ગાડી રૂબરૂ હકીકતો કહીછે એમાં કાંઈપણ શક નથી. માટે આહાવા કહેવા ઉપરથી જો તેઓના ઉપર કાંઈ

---

‡ કલમ ૧૯૩ પાને ૨૧મે જુઓ.

તોહોમત મુકી શકાય એવું હોયતો તેઓના ઉપર ફોજદારી કામ ચલાવવાની હું મંજુરી આપુછું.

ઠરાવવામાં આવ્યું કે આસીસ્ટન્ટ સેશન જડજે જે મંજુરી આપી હશે તે તે કાયદાની કલમ ૧૬૯[1] પ્રમાણે અને કલમ ૧૭૦ [2] પ્રમાણે આપી નહીં હશે. કલમ

---

કલમ ૧૬૯-૧૭૦ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૬૮ અને ૪૬૯ સમજવી.

૧ કલમ ૪૬૮—હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૧૯૩ મી, ૧૯૫ મી, ૧૯૬ મી, ૧૯૯ મી, ૨૦૦ મી, ૨૦૫મી, ૨૦૬ ઠી, ૨૦૭ મી, ૨૦૮ મી, ૨૦૯ મી, ૨૧૦ મી, ૨૧૧ મી, અથવા ૨૨૮ મી કલમમાં બયાન કરેલા સરકારી ઇનસાફની વિરૂધ્ધ કાંઇ ગુન્હો અગર કોઇ દિવાની કે ફોજદારી કોરટની આગળ અથવા તેની વિરૂધ્ધ કરવામાં આવ્યો હોય, તો તે ગુન્હાની ફરિયાદ ફોજદારી કોરટમાં સાંભળવી નહીં, પણ જે દિવાની અથવા ફોજદારી કોરટની આગળ અથવા વિરૂધ્ધ તે ગુન્હો કરવામાં આવ્યો હોય તે ફોજદારી કે, દિવાની કોરટની મંજુરિયત હોય, અથવા તે કોરટ જેને તાબે હોય તેવી કોઇ બીજી કોરટની મંજુરિયત હોય તો તે ફરિયાદી સાંભળવી.

૨ કલમ ૪૬૯—હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૪૬૩ મી, અથવા ૪૭૬ મી કલમમાં બયાન કરેલા લેખો સંબંધી કોઇ ગુન્હાની ફરિયાદ, જો તે લેખો કોઇ દિવાની અથવા ફોજદારી કોરટ માંહેના કોઇ કામ મધ્યે પુરાવામાં આપવામાં આવ્યા હોય તો, તે કામ મધ્યેના કોઇ પક્ષ-

૧૭૦ માં દસ્તાવેજ સંબંધી ગુન્હાઓનો સમાસ થાય છે. અને અહા જે મંજુરી આપી છે તે આવા પ્રકારના ગુન્હાને લાગતી નથી.

કલમ ૧૯૬ † થી તે ૧૯૮ સુધી પણ એને એજ

---

કારની ઉપર કોઈ પણ ફોજદારી કોરટ મધ્યે સાંભળવી નહીં, પણ જે કોરટમાં તે લેખ પુરાવામાં આવ્યો હોય તે કોરટના મંજુરિયત હોય અથવા તે કોરટ જેને તાબે હોય અથવા એવી કોઈ બીજી કોરટની મંજુરિયત હોય તો તે ફરિયાદ સાંભળવી.

† કલમ ૧૯૬ થી તે ૧૯૮ સુધીને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૬૫ થી તે ૪૬૭ થયેલી છે.

કલમ ૪૬૫—હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૧૨૭મી કલમ શિવાય ૬ ઠા બાબ મુજબ શિક્ષા થઈ શકે એવા ગુન્હા કર્યાની ફરિયાદ અથવા સદરહું કાયદાની ૨૯૪ મી, (અ) કલમમાં જે ગુન્હાની શિક્ષા કહીછે તેવો કોઈ ગુન્હો કર્યાની ફરિયાદ કોઈ પણ કોરટે સાંભળવી નહીં, પણ અગર તે ફરિયાદનું કામ હિંદુસ્થાનના ગવરનર જનરલ ઇન કૌંનસીલના અથવા સ્થાનિક સરકારના, અથવા એવી ફરિયાદનું કામ ચલાવવાને હુકમ કે અખ્તિયાર આપવાનો ગવરનર જનરલે જેને તે અખત્યાર આપ્યો હોય એવા કોઈ અમલદારના હુકમ અથવા અખત્યારથી ચલાવવામાં આવે, અથવા એડવોકેટ જેનરલ ચલાવે, તો તે તોહોમત સાંભળવું.

કલમ ૪૬૬—સરકારની મંજુરિયત શિવાય પોતાના

રીતે લાગુ પડતી નથી. આ કારણે અમારે એવું ઠરાવ-

હોદ્દા ઉપરથી ખસેડી ન શકાય એહવા કોઈ સરકારી નોકર અથવા કોઈ જડજની ઉપર સરકારી નોકર અથવા જડજ દાખલ કાંઈ ગુન્હાનું તોહોમત મુકવામાં આવે તો તે સરકારી નોકર અથવા જડજ ઉપરના તે તોહોમત બાબતની ફરિયાદ સાંભળવી નહીં. પણ સ્થાનિક સરકારની અથવા સ્થાનિક સરકારે અખત્યાર આપેલા કોઈ અમલદારની મંજુરિયત કે હુકમ હોય તો, અથવા જે કોરટ અથવા બીજા અધિકારીને તાબે તે જડજ અથવા બીજો સરકારી નોકર હોય અને તેવી ફરિયાદ ચલાવવા બાબત મંજુરિયત અથવા હુકમ આપવાનો જેનો અખત્યાર હદમાં રાખવાને અથવા પાછો રાખવાને સરકાર યોગ્ય ધારે નહીં તેવી કોઈ કોરટ અથવા બીજા અધિકારીની મંજુરિયત અથવા હુકમ હોય, તો તે તોહોમત બાબતની ફરિયાદ સાંભળવી.

સદરહુ પ્રકારના કોઈ પણ જડજે અથવા સરકારી નોકરે પોતાના હોદ્દાનું કામ બજાવતાં જે કામ કર્યું હશે તે કામ બાબત તે જડજ અથવા સરકારી નોકર ઉપર સરકારની મંજુરી લીધા વગર કામ ચલાવવું નહીં.

મંજુરી કામ શરૂ થયાની અગાઉ આપવી જોઇએ.

કયા માણસે તથા શી રીતે કામ ચલાવવું તે ઠરાવવાનો અને કઇ કોરટમાં ઇનસાફ કરાવવો તે કોરટ ઠરાવવાનો અખત્યાર સ્થાનિક સરકારને છે.

કલમ ૪૬૭—હિંદુસ્થાનના ફોજદારી કાયદાના ૧૦ મા બાબમાં કહેલા જે ગુન્હાઓને આ આકટની ૪૩૫

પાની જરૂર નથી કે આ પ્રમાણે બતાવવું બીન જરૂરિયાત છે.

માટે ઠરાવ કરવામાં આવ્યો જે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૯૩† પ્રમાણે તોહોમતદારણ ઉપર ફોજદારી કામ ચલાવવા મંજુરી કુરતી રીતે આપવાગાં આવીછે. અને એવું જરૂર નથી કે જે અધિકારી તોહોમતદાર ઉપર ફોજદારી કામ ચલાવવાની રજા આપે તે અધિકારીએ કાયદાની અમુક કલમ બતાવવી જોઇએ.

---

મી અથવા ૪૩૬મી કલમ લાગુ નહીં હોય તેવા કાંઇ પણ ગુન્હાની ફરિયાદ કોઇ પણ ફોજદારી કોરટમાં સાંભળવી નહીં. પણ જેનું લાગતુ વળગતુ હોય તે સરકારી નોકર અથવા તેનો ઉપરી અમલદાર મંજુરિયત આપે અથવા ફરિયાદ કરે તો તે ગુન્હાની ફરિયાદ કોઇ પણ ફોજદારી કોરટે સાંભળવી.

આ કલમમાં લખેલી મના હિંદુસ્થાનના ફોજદારી કાયદાની ૧૮૯ મી તથા ૧૯૦ મી કલમોમાં બયાન કરેલા ગુન્હાઓને લાગુ નથી.

હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ પ્રમાણે તજવીજ ચાલવાની હોય તે બતાવવા સારૂ બધા મુકરદમાઓમાં જે જડજ મંજુરી આપે તે જડજે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કઇ કલમ પ્રમાણે તે તપાસ થવી જોઇએ એમ બતાવવું એવો કાયદો કરનારી સભાનો ઇરાદો નથી.

† કલમ ૧૯૩—પાને ૨૧ મે જુઓ.



## રાણો વિરૂદ્ધ સબો સાની.

તારીખ ૨૭ માહે અપ્રેલ.

આ મુકરદમો ઉત્તર કપાનેરાના સેસનજડજ મીસ્તર એ, સૌને હાયકારટના અભિપ્રાય સારૂ મોકલ્યો હતો.

આ મુકરદમાની હકીકત ટુકામાં નિચે પ્રમાણેછે.

એક રાણો સાની એ તેના હોમતદાર સબોને દત્તક લીધી. અને તેને કુલ મુખ્તિયારનામુ લખી આપ્યું. જેથી સબીએ રાણાનું રૂપીયા બસેંહને પચાસનું દેવું આપેથી જંગમ તથા સ્થાવર મિલકતની ધણીયાણી થઇ.

રાણાના લેણદાર પૈકી એક લેણદાર ભીસતા પાગે તેના ઉપર સીરસીના પ્રિનસીપાલ‡ સદર અમીનની કોરટ માં રૂપિયા ૧૦૦નો દાવો કર્યો. સબીએ દાવામાં પ્રતિવાદી પણ થવાની અરજ કરી અને તેની અરજીના મજકુરીમાં સદરહું કુલ મુખત્યાર નામું રજુ કરયું. પ્રિનસીપાલ સદર અમીનને તે અખત્યાર નામું તપાસતાં એવો શક પડયો કે રૂપિયા ૨૫૦ની રકમ ફેરવી રૂપિયા ૨૫ કરેલાછે. તેથી તણે સીરસીના પેહેલા વર્ગના સબોર્ડિનેટ § માજીસ્ત્રેટને નિચે લખ્યા પ્રમાણે એક કાગળ લખ્યો.

અશલ દાવો નંબર ૩૫૨ સાને ૧૮૬૭નો, નાડી ગા

---

‡ પ્રિનસીપાલ સદર અમીનને બદલે મેહેલા વરગના સબોર્ડિનેટ જડજ સમજવા.

§ પેહેલા વર્ગના સબોર્ડિનેટ માજીસ્ત્રેટને નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે, બીજા વર્ગના માજીસ્ત્રેટ સમજ

બીસતાપા વલદે ગોદાપા, વાદી અને રાછાસાની પ્રતિવાદી વચ્ચે થયેલો તેમાં મેં તારીખ ૩૧ મી માહે જાનેવારી સને ૧૮૬૫નું જજમેંટ કરેલું તેની નકલ આ સાથે મોકલીછે.

એક સખીએ સદરહું મુકરદમામાં પ્રતિવાદીપણું તરીકે દાખલ થવાની અરજ કરી. અને પોતાની અરજીની મજબુતીને સારૂ રાછાસાનીએ તેના લાભમાં લખી આપેલું કુળ મુખત્યાર નામું રજુ કીધું. ઉપર બતાવેલા મારા જજમેન્ટમાં મેં મારો અભિપ્રાય બતાવ્યોછે. કે દેખાતો આંકડો જે અરજદારને કુલ મુખત્યારનામા અન્વયે આપવાનોછે તે આંકડો પ્રથમ રૂપિયા ૨૫૦ નો હતો તે પછીથી ફેરવી રૂપિયા ૨૫ કર્યોછે. આ હકીકતો ઉપરથી મારા અભિપ્રાયમાં આવેછે કે હિંદુસ્થાના ફોજદારી કાયદાની કલમ ૪૬૩† અને ૪૭૧ પ્રમાણે* અર

---

†કલમ ૪૬૩ જો કોઇ માણસ કાંઇ લેખ અથવા લેખનો કાંઇ ભાગ ખોટો બનાવે એહેવા ઇરાદાથી કે લોકોને અથવા કોઇ સખસને કાંઇ હાની કે નુકશાન કરવું, અથવા કોઇ દાવાને કે હકને મજબુતી આપવી અથવા કોઇ સખસ પાસે કાંઇ મિલકત છોડાવવી, અથવા તેહેના પાસે કાંઇ સાફ કે અરથાત સમજાય એહેવો કરાર કરાવવો, અથવા એહેવા ઇરાદાથી કે દગો કરવો, અથવા દગો કરવામાં આવે, તો તે માણસે ખોટા લેખ બનાવવાનો ગુન્હો કર્યો એમ સમજવું.

*કલમ ૪૭૧—જે લેખ બનાવટનો લેખછે એમ પોતે જાણતો હોય અથવા એમ માનવાનું પોતાને કારણ હો

જાહારની તજવીજ કરવાનો આધારછે.

હું આ સાથે સદરહું દાવાના કાગળો ઉપર બતાવેલી રીત તજવીજ થવા સારૂ મોકલુંછું.

આ કામગીરીના અખત્યાર અન્વયે સીરસીના સબૉર્ડીનેટ † માજીસ્ટ્રેટે અપીલના ઉપર બે તોહોમત મુકી તેની તપાસ થવાને સારૂ કમીટ કીધી.

૧ લું હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૭૧ પ્રમાણે ખોટો દસ્તાવેજ ખરા દાખલ વાપરયો. ૨ જુ તેજ કાયદાની કલમ ૧૯૩ પ્રમાણે ઈનસાફી મુકરદમાઓમાં ખોટો પુરાવ આપ્યો.

સેશનની તપાસ વખતે જડજે પહેલા તોહોમત બાબત તેણીને ગુન્હેગાર ઠરાવી પણ બીજા તોહોમત બાબત તેણીને છોડી મુકી. એવા આધાર ઉપરથી કે કમીટ કરનાર માજીસ્ટ્રેટે તેના ઉપર ગેરકાયદે તોહોમત મુક્યું હતું. કેમકે તેણે જે ગુન્હો કરયો હતો તે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૯૩ પ્રમાણે નોહોતો અને તે માટે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૬૯* પ્રમાણે પ્રથમ મંજુરી શિવાય તે ચલી શય એહેવો કોઈ લેખ જે માણસ દગલબાજીથી અથવા બદદયાનતથી ખરા દાખલ વાપરે, તે માણસને જાણે તેણે તે લેખ ખોટો બનાવેલ હોય એહેવી રીતે, શિક્ષા કરવામાં આવશે.

† સબૉર્ડિનેટ માજીસ્ટ્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે બીજા અને ત્રીજા વરગના માજીસ્ટ્રેટ સમજવા.

* કલમ ૧૬૯ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવા

કે નહીં.

જયસીંગ હરીભાઈની અરજીમાં હાઈકોરટે કરેલો ઠરાવ એગાં એવું ઠરાવ્યું હતું કે જે ગાજીખેરની રૂબરૂ દિવાની કોરટે તોહોમતદારને કમીટ કરેલો હોય તે ગાજીખેટ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૪૪ ૧ પ્રમાણે દિવાની કોરટની મંજુરીમાં જે અમુક તોહોમત બતાવ્યું હોય તે સુધારી શકે છે.

આવી હકીકતો હોવાને લીધે સદરહું મુકરદમો સેશન કોરટે હાઈકોરટના અભિપ્રાય સારૂ મોકલવા ઉપરથી ઠરાવવામાં આવ્યું કે આ મુકરદમામાં કમીટ કરનાર ગાજીખેટને સીરસીના પ્રિનસીપાલ સદર અમીનની કોરટમાં હિં

---

ની રીતના કાયદાની કલમ ૪૬૮ સમજવી.

કલમ ૪૬૮—પાને ૨૮ મે જુઓ.

કલમ ૨૪૪ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૪૫ સમજવી.

કલમ ૪૪૫—તોહોમતવાળા સખસે અરજ કરી હોય તો અથવા કોરટે પોતેજ કાંઇ તોહોમતનામું, ઠરાવ ઉપર સહી કરવાની અગાઉ ચાલતા કામમાં કોઇ પણ વખતે સુધારવાનો અથવા ફેરફાર કરવાનો અખત્યાર કોઈ પણ કોરટને છે; અથવા સેસન કોરટમાં ઇનસાફ થતો હશે તો મુકરદમામાં જયુરીએ પોતાનો ઠરાવ કેહેવાની અગાઉ અથવા આસેસરોએ પોતાનો અભિપ્રાય જાહેર કરવાની અગાઉ સુધારવાનો અથવા ફેરફાર કરવાનો અખત્યાર છે; સદરહું પ્રમાણે તહોમતનામું સુધાર્યું હોય તે તોહોમતવાળા સખસને વાંચીને સમજાવવું જોઇએ.

દુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૯૩ પ્રમાણે ઈનસાફી મુકરદમામાં ઈરાદાથી ખોટી શાહેદી આપવાનું તોહોમત રાખી કમીટ કરવાનો અધિકાર નોહોતો. એવું કાનેરાના જીલ્લા જડજ મીસ્તર સ્પેનનું ધારવું વ્યાજબી હતું. માટે ઠરાવવામાં આવ્યું કે કમીટ કરનાર માજીસ્ટ્રેટને તોહોમતનામાના ઊભા ગુન્હા સારૂ તજવીજ થવા સારૂ તોહોમતવાળા શખસને કમીટ કરવાનો અધિકાર નોહોતો.

રાણી વિરૂદ્ધ વિનાયક દેવાકર.

તારીખ ૧૪ મી માહે જુન.

તોહોમતદાર મીસ્તર વિનાયક દેવાકર ખાનદેશમાં ડિસ્ટ્રીક્ટ ડેપ્યુટી માજીસ્ટ્રેટ હતો. તેની સરકારી નોકર તરીકેની ચાલ અન્વયે મુંબઈ સરકારમાં લખવા ઉપરથી સરકારે તારીખ ૧૨ મી માહે ડીસેમ્બર સને ૧૮૭૦ ને રોજ તેના ઉપર ફોજદારી કામ ચલાવવાની નિચે પ્રમાણે મંજુરી આપી.

જ્યાંહાં સુધી ડિસ્ટ્રીક્ટ ડેપ્યુટી માજીસ્ટ્રેટ તેના ઉપર મુકેલા તોહોમતથી દુર થાય ત્યાંહાં સુધી તેને સસપેન્ડ કરવાને પુરતો પ્રથમ દર્શનીય પુરાવ માલમ પડે છે. તે માટે નામદાર ગવરનર કૌનસીલ હુકમ ફરમાવે છે કે વિનાયક દેવાકરને પોતાની નોકરી ઉપરથી સસપેન્ડ કર્યો છે અને મીસ્તર કુપામ્પબેલ તેહેના ઉપર જે તોહોમત મુકે તે તોહોમતની તપાસ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૬૭* પ્રમાણે ખાનદેશ જીલ્લાના માંજી

---

* કલમ ૧૬૭—ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૬૬ સમજવી.

કલમ ૪૬૬—આ કલમ પાછળ પાને ૨૯ મે જુઓ.

સ્ટ્રેટની આગળ ચલાવવાને અમે મંજુરી આપીએછીએ.

તે તપાસ મીસ્તર આશબરનરે પંડે કરવી. અને બીજા કોઈ શખસને સોંપવી નહી. અને કામ ચલાવવાની શરૂઆત પહેલાં તોહોમતદાર માજીસ્ત્રેટને તોહોમતનામાની અને જે સાક્ષિઓ ઉપર સરકારનું તોહોમતો આધાર રાખે છે તે સાક્ષિઓની યાદીઓની નકલો તેને આપવી જોઈએ. તેનો બચાવ તૈયાર કરવાને વાસ્તે તેને પુરતી જોગવાઈ આપવી જોઈએ.

તોહોમતદારની તપાસ ખાનદેશ જીલ્લાના માજીસ્ત્રેટ મીસ્તર આશબરનરે ચલાવી. અને તારીખ ૩૦ મી માહે જાનેવારી સને ૧૮૭૧ ને રોજ હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૬૧ [૧] પ્રમાણે મેહેનતાણા સિવાય બીજો

---

૧ કલમ ૧૬૧—જે માણસ સરકારી નોકર હોય અથવા સરકારી નોકર થવાની ઉમેદ રાખતો હોય, તે માણસ પોતાના ઓહોદાનું કાંઈ કામ કરવા અથવા ન કરવાનાં કારણ દાખલ અથવા બદલામાં અથવા પોતાના ઓહોદાનો અમલ ચલાવવામાં કોઈ શખસની ઉપર મેહેરબાની અથવા ઈતરાજી કરવા અથવા ન કરવાના કારણ દાખલ અથવા બદલામાં, અથવા હિંદુસ્થાનના કાયદા બાંધનારી કે હકુમત કરનારી સરકારની જોડે અથવા કોઈ પ્રેસીડેન્સીની સરકારની જોડે, અથવા કોઈ લેફટેનંટ ગવરનરની જોડે, અથવા કોઈ પણ સરકારી નોકરની જોડે તેહેના સરકારી ઓહોદા સબંધી કોઈ સખસને માટે અથવા કોઈ સખસની વિરૂદ્ધ કાંઈ વગ ચલાવવાના અથવા વગ ચલાવવાની કોશીશ કરવાના કારણ દાખલ અથવા

અવેજ લીધાનો ગુન્હેગાર ઠરાવી છ માસ સખ્ત મજુરી સાથે કેદ અને રૂપીઆ ૧૦૦ દંડ અને તે ના આપે તો છ માસ વધારે સખ્ત મજુરી સાથે કેદ ભોગવવાનો હુકમ કર્યો હતો.

ફરિયાદનું કામ ધુલીયાના મામલતદાર મીસ્તર કાશી નાથ માહાદેવે ચલાવ્યું અને માજીસ્ત્રેટે જે કાગળો મોક લ્યા તેમાં મીસ્તર કયામ્પબેલનું નામ નોહોતુ તેમજ મી સ્તર કયામ્પબેલે આ કામમાં કંઈ ફરિયાદ કરી હોય અ થવા ભાગ લીધો હોય એમ જણાતું નોહોતું. તો પણ સરકાર તરફના બારીસ્ટરે હાઇકોરટમાં જાહેર કરયું હતું કે જ્યારે મુકદરમો ચાલતો હતો ત્યારે તે એક બે વખત આવ્યો હતો. પણ તોહોમતદાર તરફથી આ વાત કબુલ રાખવામાં આવી નોહોતી.

સદરહું તોહોમત અને શિક્ષા થવાથી મીસ્તર વિનાયકે ખાનદેશના સેસન જડજને અપીલ કરી, સેસન જડજ મીસ્તર વોટે જીલ્લા માજીસ્ત્રેટની શિક્ષા અને ઠરાવ બાહાલ રાખ્યો.

તોહોમતદારની અરજ ઉપરથી ફોજદારી કામ ચલાવ

---

બદલામાં, કોઇ પણ સખસ પાસે પોતાને માટે ઇઆ બી જા કોઇ પણ સખસને માટે કાયદેસર મેહેનતાણા શિવાય બીજો કાંઇ પણ અવેજ લે અથવા મેળવે, અથવા લેવાને કબુલ કરે, અથવા મેળવવાને કોશીશ કરે તો તે માણસ ને ત્રણ વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

વાની રીતના કાયદાની કલમ ૪૦૪ ¶ પ્રમાણે હાઇકોરટે આ મુકરદમાના કાગળો મંગાવી એવો ઠરાવ કર્યો કે આ દરહું કામને વાસ્તે સરકારે ફક્ત જે માણસને નિમેલા તે માણસથી તોહોમત મુકવામાં આવ્યું નથી સબબ આમો ધારીએછીએ કે આ પ્રમાણે તોહોમત રાખવાને વાસ્તે જીલા માજીસ્ત્રેટને કંઇ પણ તરેહનો અધિકાર નોહોતો— કલમ ૧૯૦ નો ભાવાર્થ આ પ્રમાણે છે માટે તોહોમત રદ કરીએછીએ અને હુકમ કરીએછીએ કે દંડ આપ્યો હોય તો તે પાછો આપવો.

---

## રાણી વિરૂદ્ધ રામજી વલદ હેતાજી.

તારીખ ૧૫ મી માહે જુન.

તોહોમતદાર ઇરાદાથી ખોટો ‡ પુરાવો આપ્યો તે બદલ ખુંગીવાનાં આસીસ્ટન્ટ સેસન જડજ મીસ્તર કયાનડીની રૂબરૂ તેની તજવીજ કરવામાં આવી હતી. તેને ગુન્હેગાર ઠેરવી એક માસ સખ્ત મજુરી સાથે કેદ તથા રૂપિયા ૧૦૦ દંડ અને તે ના આપે તો તે બદલ ત્રણ માસ વધારે સખ્ત મજુરી સાથે કેદ ભોગવવાની શિક્ષા કરી હતી.

ખાનદેશનાં ડેપ્યુટી કલેકટર અને ફુલપાવર † માજી

---

¶ કલમ ૪૦૪ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૭ સમજવી.

કલમ ૨૯૦ પાને ૨૦ મે જુઓ.

‡ કલમ ૧૯૩—પાને ૨૧ મે જુઓ.

† ફુલપાવર માજીસ્ટ્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પહેલા વર્ગના માજીસ્ટ્રેટ સમજવા.

સ્ટ્રેટ મીસ્તર વીનાયક દેવાકરની તજવીજને વખતે (ગેર કાયદેસર મેહેનતાણું લેવા બાબત) જીલ્લા માજીસ્ટ્રેટની રૂબરૂ એવું ઠર્યું હતું કે તોહોમતદાર રવજી સાક્ષી તરીકે તપાસમાં આવ્યો હતો અને તેણે સોગન ઉપર કહ્યું હતું કે વીનાયક દેવાકરે અમુક દીવસે અને અમુક જગ્યાએ કચેરી કરી નોહોતી.

આ હકીકત આસીસ્ટંટ સેસન જડજને ખોટી માલમ પડવાથી તોહોમતદારને ગુન્હેગાર ઠરાવ્યો.

હાઇકોરટમાં અપીલ થવાથી ઠરાવવામાં આવ્યું જે બારીસ્ટર તરફથી ફેંસલા બતાવવામાં આવ્યા તેના અને વળી રાણી વિરૂદ્ધ સ્કોટના મુકરદમાના આધાર ઉપરથી એવું માલમ પડેછે કે બેશક ન્યાય સંબંધી પ્રોસીડીંગમાં ખોટી સાક્ષી આપી છે એવું સાબીત થયું નથી ત્યાંહાં સુધી તોહોમત કાયમ રહી શકતું નથી. વળી આ નાંદેશ જીલ્લાના માજીસ્ટ્રેટ મીસ્તરે આશાબરનારે વીનાયક દેવાકરના મુકરદમા કે જેમાંથી આ તપાસ ચલાવી છે તે ચલાવવાનો તેને અધિકાર નોહોતો. કેમકે તે મુકરદમામાં તેહેના ઉપર તોહોમત સરકારે મીસ્તર કામ્પબેલને મૂકવાને મંજુરી આપી હતી તે પ્રમાણે તેની તપાસ ચલાવી નોહોતી તેથી બધુ પ્રોસીડીંગ રદ કરવામાં આવ્યું હતું માટે અમો આ તોહોમત અને શિક્ષા ગેરકાયદેસર હોવાને લીધે રદ કરીએછીએ.

વ્યાજબી રીતે બોલતાં જે ન્યાય સંબંધી પ્રોસીડીંગમાં ખોટી સાહેદી આપવામાં આવી છે તેમાં કાયદેસર પુરાવ નથી. કેમકે નિયમ એવો છે કે કાયદા પ્રમાણે જ્યાં

આગળ તપાસનું લખેલું દફતર હોવું જોઈએ ત્યાં દફતર પ્રોસીડીંગનો ફક્ત બાજની પુરાવ છે. આવું હોવાને લીધે આવા પ્રોસીડીંગનો મુખ જુબાનીનો પુરાવ દાખલ કરી શકાય નહીં. (ટેઈલર એવીડન્સ કલમ ૩૭૦ પાનું ૩૯૯)

---

રાણી વિરૂદ્ધ યંકુ બાપુજી, ક્રીશ્ના બીનપાનકુ, અને તુકારામ કેડારી.

તારીખ ૪ થી માહે અકટોબર.

સતારાના ફુલપાવર † માજીસ્ત્રેટોએ જે મુકરદમા ચુકાવેલા તે મુકરદમા જીલ્લા માજીસ્ત્રેટના માહે જુન સને ૧૮૭૧ ના માસીક પત્રકમાં આવવા ઉપરથી એવું માલમ પડ્યું કે યંકુ બાપુજી, ક્રીશ્ના બીન પાનકુ, અને તુકારામ બીન કેડારીએ "માલકમ પેંઠની રૂલ એવી રીતે તોડી કે મ્યુનીસીપાલ કમીસનરોની મંજુરી શિવાય તેઓએ તેઓના ઘરનો વંડો વાળી સરીઆમ રસ્તો દબાવ્યો" તેથી તેઓની ઊપર ત્યાંહાંના ફુલપાવર માજીસ્ત્રેટ મીસ્તર સ્પેને તપાશ ચલાવી ગુન્હેગાર ઠેરવ્યા.

સને ૧૮૫૦ ના કાયદા † ૨૬ ની કલમ ૭ પ્રમાણે અન્વયે યંકુ બાપુજી અને ક્રીસના બીન પાનકુ પાસેથી

---

† ફુલપાવર માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

† કલમ ૭ સદરહું કમીશનરોએ કરેલા નિયમ માંહેનાં ઠરાવ માંહેની નિચે લખેલી વાતો સંબંધી ઠરાવ જરૂર જોઈએ.

તેવીજ જાતનો વંડો મેહેલાં કડાવવામાં આવ્યો હતો. જે ગુન્હાને વાસ્તે, માલકમ પેંઠની મ્યુનીસીપાલીટીના ધારાની કલમ ૭ ની રકમ ૨ તથા સને ૧૮૫૦ના આકટ ૨૬ની કલમ ૭ની રકમ ૫‡ પ્રમાણે પંડુબાપુજીનો રૂપૈયા ૫૦ તથા કીસ્નાજીન પાંડુનો રૂપઇયા ૨૫ તથા તુકારામજીન દેડાજીનો રૂપિયા ૫ દંડ કર્યો. દંડ કોરટમાં ભરવાથી તોહોમતદારોને છોડવામાં આવ્યા હતા.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે સને ૧૮૫૦ના આકટ ૨૬ પ્રમાણે નિમવામાં આવેલા મ્યુનીસીપાલ કમીશનરોને તે આકટ પ્રમાણે તેઓએ કરેલા નિયમ અથવા આડા કાયદા તોડવામાં આવ્યા તે બાબત તે કાયદાઉપરથી તેઓને ઈનસાફ કરવાનો અધિકાર મળતો નથી તથા તે અધિકાર તેઓને છે એવું ધારવાને તેઓને હક નથી.

તેવા નિયમ અથવા આડા કાયદા વિરૂધ ચાલનાર ગુન્હેગારોની તપાસ કરવાનો અધિકાર આ દેશમાંના માજીસ્ત્રેટોને અને સબોર્ડિનેટ* માજીસ્ત્રેટ તેમજ

---

રકમ ૪ ગામ માંહેના અથવા ગામને લગતી પેંઠ માહેના ગલીગચાનાનાં તથા અડચણનાં લક્ષણો તથા મનાઈ એ સંબંધી.

‡રકમ ૫—કમીશનરના કરેલા નિયમમાંથી એકાદ નિયમ તોડવા વિશે ઘણામાં ઘણો પચાશ રૂપૈયા સુધી યોગ્ય દંડ ઠેરાવવો. એ સંબંધી અથવા અડચણ રહેલી હોયતો દરરોજ ઘણામાં ઘણો પાંચ રૂપિઆ સુધી દંડ ઠરાવવો એ સંબંધી.—

*સબોર્ડિનેટ માજીસ્ત્રેટને બદલે નવા કાનદાજી

બીજા માજીસ્ત્રેટોને છે.

ઉપર બતાવેલા આકટ પ્રમાણે જે ધારા કરવામાં આવ્યા હોય કે જેમાં આવા નિયમ વિરૂધ્ધ ચાલનાર ગુન્હેગારની તપાસ કરવાને અથવા તેઓના પાસેથી દંડ વસુલ કરવાને મ્યુનીસીપાલટીના કમીશનરની મ્યાનેજીંગ કમેટીને અધિકાર છે તે ગેરકાયદેસર છે. સદરહું મુકરદમામાં ફુલપાવરે[1] માજીસ્ત્રેટને અધિકાર હતો અને તે માટે આ કોરટે તોહોમત અને શિક્ષા વચ્ચે હાથ ઘાલવો જોઇએ નહીં.

---

## રાણી વિરૂદ્ધ કાસ્ટીઆ રામા.

### તારીખ ૨૦મી માહે સપટેંબર.

અપ્રેલ માસની આખરે એક સવારે થાણા જીલ્લાના માનોરીગામના કેટલાક રહેવાશીઓ બોટોમાં જઈ ડોસીના ગામ (ગાલવ)ના માછીઓએ કિનારાથી બણગાઇલની અંદર દરીઆમાં માછલી પકડવાના થાંભલા કાયદેસર રીતે ઉભા કરેલા હતા, તે ખેંચી કાડી કીનારે લેઇ ગયા. આ ઉપરથી ફુલપાવરે[1] માજીસ્ત્રેટ મીસ્તર મલેકે માનોરીના રહેવાશીઓના ઉપર તપાસ ચલાવી નિચે લખેલા ત્રણ તોહોમતના ગુન્હેગાર ઠરાવ્યા.

૧લું. બીગાડ કરવાને વાસ્તે કાયદા વિરૂધ્ધ મંડળી

---

કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે બીજા અને ત્રીજા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

૧ ફુલપાવર માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પહેલા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

ના અંગભુત[1] થયા બાબત.

૨જું. બીગાડ.[2]

૩જું. ચોરી.[3]

કાયદા વિરૂધ્ધ મંડળીનું કૃત્ય પુરૂ થયાને લીધે ફકત તેઓને બીજા અને ત્રીજા તોહોમત બાબત શિક્ષા કરીહતી.

આ શિક્ષા થયાથી તોહોમતદારોએ થાણાના સેસન જડજને અપીલ કરી; જેણે પેહેલા બે તોહોમત મંજુર રાખ્યાં પણ ઠરાવ્યું કે ચોરીનું તોહોમત રહી શકતું નથી.

તે ઉપરથી હાઇકોરટમાં અપીલ કરી નિચે પ્રમાણે તકરાર જાહેર કરી.

૧લી આ મુકદ્દમામાં માજીસ્ત્રેટને અધિકાર નોહોતો અને કદાપી તેને અધિકાર હોય તો પણ પીનલકોડ પ્રમાણે આ ગુન્હો ગણી શકાય નહીં.

૨જી પીનલકોડની કલમ ૪૨૭[2] પ્રમાણે આ મુકરદમામાં બિગાડ કર્યા બાબતનો કાયદેસર પુરાવ નથી.

---

૧ કલમ ૧૪૩ જે માણસ કોઇ કાયદા વિરૂધ્ધ મંડળીનો અંગભુત હોય તેહેને છ મહીનાની મુદતસુધાની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

૨ કલમ ૪૨૭–જે માણસ બિગાડ કરે, અને તેથી પચાસ રૂપૈયાની કે તેથી વધારેની હાની અથવા નુંકશાન કરે, તે માણસને બે વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામા આવશે.

૩ કલમ ૩૭૯–પાને ૧૧ મે જુઓ.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે થાણા જીલ્લાના ફુલપાવર† માજીસ્ટ્રેટને આ ગુન્હેગારોની તપાસ કરવાનો અધિકાર હતો.(૨) આ મુકરદમાને હિંદુસ્થાનનો ફોજદારી કાયદો એજ મુખ્ય કાયદો લાગુ પડેછે. (૩) અને સદરહું કાયદાની કલમ ૪૨૫§ અને ૪૨૭ના અર્થ પ્રમાણે આ ગુન્હો બિગાડ કરવા બાબતનોછે.

---

## રાણી વિરૂદ્ધ ચીલ.

તારીખ ૩જી માહે જુલાઇ.

સને ૧૮૭૧ની સાલની ત્રીજી સેશનમાં કલાર્ક ઓફ ધી ક્રાઉને ચીલ કે જે યુરોપીઅન બ્રિટિશ રઇયત હતો તેના ઉપર નિચે પ્રમાણે તોહોમત મુકયાં હતાં.

૧ લુ-મુંબઇની હાઇકોર્ટ ઓફ જ્યુડીકેચરની હદમાં રજપુતાનાના ટાંકના નીમ્બાહેરા પ્રગણાના સાત ખાંડા ગા

---

† ફુલપાવર માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

§ કલમ ૪૨૫ લોકને અથવા કોઇ સખશને ગેર વાજબી હાની અથવા નુકશાની કરવાના ઇરાદાથી અથવા તેહેવી હાનિ કે નુકશાની પોતાથી થવાનો સંભવછે એમ જાણીને, જે માણસ કાંઇ મિલકતમાં કે તેહેની સ્થિતિ માં એહેવો કાંઇ ફેરફાર કરે કે તેથી તે મિલકતની કિમતનો અથવા ઉપયોગી પણાનો નાશ થાય અથવા તેહેવી કિમત કે ઉપયોગી પણું ઓછું થાય, અથવા તેથી તે ઉપર નુકશાન ભરેલી અસર થાય, તો તે માણસે બિગાડ કર્યો એમ સમજવું.

મઆંકેના એડા આગળ તારીખ પેહેલી માહે જાનેવારીને રોજ મુદરહું ચોથે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૩૪૨‡ પ્રમાણે ગેરકાયદેસર એક અદા જીવા નાગના સખસને કેદ કર્યો.

૨ જુ-મુદરહુ ચોથે એજ ગામ પાસેના નરસીરાબાદના રસ્તા આગળ અદા જીવાની રજામંદી શિવાય ગેર કાયદેસર અદા જીવાને મજુરી કરવાની જરૂર પાડી. (કલમ ૩૭૪*)

૩ જુ-મુદરહુ ચોથે અદા જીવાને ગેરકાયદેસર રીતે કેદ કરવામાં શિવા અદા અને બીજાને મદદગારી કરી અને એ મદદગારીથી જીવા અદાને ગેરકાયદેસર રીતે કેદમાં રેહેવું પડ્યું.

તોહોમતદાર ઉપર તોહોમત ફરમાવ્યા ઉપરથી તેના બારીસ્ટર મીસ્તર એનસ્ટીએ તકરાર કરી કે આ તોહોમત બાબત તોહોમતદારની તપાસ ચલાવવાને કોરટને અખત્યાર નથી કેમકે જો તપાસ ચલાવવા લાયક હોય

---

‡ કલમ ૩૪૨—જે માણસ કોઈ સખસને ગેરવાજબી કેદ કરે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, અથવા એક હજાર રૂપીઆ સુધીના દંડની, અથવા એ બંનેની, શિક્ષા કરવામાં આવશે.

* કલમ ૩૭૪—કોઈ સખસની મરજી નહીં છતાં જે માણસ તેહેની પાસે કાયદા વિરૂદ્ધ જબરાઈથી મજુરી કરાવે, તે માણસને એક વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

તો પીનલકોડ પ્રમાણે નહીં પણ ઇંગરેજી કાયદા પ્રમાણે તેના ઉપર તોહોમત મુકી તપાસ ચલાવવી જોઇએ. અને તોહોમતદાર ઉપર જે તોહોમત મુકવામાં આવ્યાં છે તે ઇંગરેજી કાયદા પ્રમાણે ગુન્હા ગણાય નહીં. અને તેના આધારમાં કેટલાક આધાર બતાવ્યા.

મીસ્તર મેહુએ તકરાર બતાવી કે સુપ્રીમ કોરટના ચાપટરની કલમ ૪૪ થી તે કોરટને હાલના જેવો મુકર દમો ચલાવવાને અધિકાર છે. પીનલકોડ પ્રમાણે કેદી-ઓની ઉપર બરોબર રીત તોહોમત મુકવામાં આવ્યું છે.

તે ઊપરથી ઠરાવવામાં આવ્યું જે આ મુકરદમો ચલાવવાને કોરટને અખિકાર છે અને કેદી ઉપર હિંદુસ્થાનના ફોજદારી કાયદા પ્રમાણે બરોબર રીતે તોહોમત મુકવામાં આવ્યું છે.



## રાણી વિરૂદ્ધ કાસમ પીરભાઈ અને તેની ઓરત હીરબાઈ.

તારીખ ૨૧ મી માહે જુલાઇ સને ૧૮૭૧

મુકરદમાની હકીકત નિચે પ્રમાણે છે. કાસમ પીરભાઇ અને હીરબાઈ જાતના મુસલમાન ખોજા એ બે સને ૧૮૪૯ ની સાલમાં મુંબઈના કાજીની રૂબરૂ સુની ધરમમાં પરણ્યાં હતાં. તે વખતે બધા મુસલમાન ખોજાની જ માત બરાબ હતી. કાસમ પીરભાઇ અને હીરબાઇ ખુસી રીતે એકઠાં ખુશીથી રહી શક્યાં નહી અને તેનું લગ્ન થયા પછી હીરબાઇ ૭ માસ પછી તેની મા પાસે રેહેવા ગઇ. કાસમ પીરભાઇએ બીજી ઓરત લાવવા સારૂં જમાતને અરજ કરી. તે પ્રમાણે કરવાને તેને રજા આપ

વામાં આવી. બીજુ લગ્ન થયાં પેહેલાં પીરભાઈના બાપે જમાતના હુકમથી હીરબાઈની ખોરાકી પોશાકીને વાસ્તે ગોઠવણ કરી, પીરભાઈનું બીજુ લગ્ન થયા પછી આશરે બે વરસને સુમારે હીરબાઈ તેની સાથે આશરે એક વરસ સુધી રહી. તેથી કરીને તે ગર્ભવંતી થઈ. પછી તેના ધણીનું ઘર છોડી તેની મા સાથે રેહેવા ગઈ. પછીથી હીરબાઈને એક છોકરી થઈ. પોતાની માને ત્યાં ગયા પછી બે વરસે જમાતને પોતાની ખોરાકી પોશાકીને વાસ્તે અરજ કરી. અને જમાતે તેના ધણી પાસેથી તેને દર માસે રૂપૈયા પાંચ ખોરાકી પોશાકી આપવાનો હુકમ કર્યો. આ રકમ સને ૧૮૭૦ ની સાલ સુધી હીરબાઈને આપવામાં આવી. જયારે તેણે પોતાના ધણી પાસેથી ખોરાકી પોશાકી લેવાને સારૂ સીનીયર માજીસ્ત્રેટને ત્યાં અરજી કરી ત્યારે માજીસ્ત્રેટે તારીખ ૨૮ માહે મારચ સને ૧૮૭૦ ને રોજ સને ૧૮૬૧ ના આક્ટ ૪૮ ની કલમ ૧૦ § અનવે કાસમ પીરભાઈએ પોતાની ઓરતની ખોરાકી પોશાકીને વાસ્તે રૂપૈયા પચીસ આપવાનો હુકમ કર્યો. આ રકમ સને ૧૮૭૦ ના આગસ્ટ માસ સુધી આપવામાં આવી. પછી પીરભાઈ જે જમાતમાં હતો તે જમાતની મંજુરીથી હીરબાઈને તલાકનામુ આપ્યું. પછીથી કાસમભાઈએ સીનીયર માજીસ્ત્રેટનો હીરબાઈને ખોરાકી પોશાકી આપવાનો હુકમ રદ કરવાને અરજ કરી. પણ આ અરજ ના કબુલ કરી તેથી પોતાને ખો-

---

§ આ આક્ટ મુંબઈ ટાપુને લાગુ છે સબબ તેની કલમ દાખલ કરી નથી.

રાકી પોશાકીના રૂપૈયા આપવાની જરૂર પડવાથી હાઈકોરટમાં અરજ કરી. અને તેમાં એવું બતાવ્યું કે ફીરબાઈને હવે પછી ખોરાકી પોશાકી આપવાનો હુકમ છે તે રદ કરવો જોઈએ.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે કાસમભાઈ પીરભાઈએ પોતાની ઓરતને તલાકનામું આપેલું તે પુરતી રીતે સાબિત થયેલું છે તેથી કરીને હવે સને ૧૮૬૦ ના આકટ ૪૮ ની કલમ ૧૦ પ્રમાણે પોતાની ઓરતને તારીખ ૨૮ મી માહે માર્ચ સને ૧૮૭૦ ને રોજ દર માસે રૂપૈયા ૨૫ આપવાનો હુકમ થયેલો છે તે તેના ઉપર બંધન કરતા નથી.

---

## રાણી વિરૂદ્ધ મોરોબા ભાસકરજી.

તારીખ ૧૩ મી માહે જુલાઈ.

આ મુકરદમામાં તોહોમતદારને અમદાવાદ જીલ્લાના પેહેલા વર્ગના સબોર્ડિનેટ[1] માજીસ્ત્રેટે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૫૦૬[2] પ્રમાણે સાપરાધ ધમકી(એ-

---

૧ પેહેલા વર્ગના સબોર્ડિનેટ માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે બીજા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

૨ કલમ ૫૦૬—જે માણસ સાપરાધ ધમકીનો ગુન્હો કરે, તેહેને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે, અને અગર મોત અથવા મહાવ્યથા કરવાનો, અથવા આગથી કાંઈ મિલકતનો નાશ કરવા

વી રીતે કે તેણે ફરિયાદીને ઘેર જઈ એવું કહ્યું કે, હું સરકાર તરફથી આવેલો છું માટે તમારી બેન કે જે વીસ વરસના ઉમરની છે તેને મારી સાથે મોકલશો નહી તો હું તમને છ માસ સુધીની કેદની શિક્ષા અપાવીશ) નો ગુન્હેગાર ઠેરવી છ માસ સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા કરી હતી.

ઠરાવ લખવાનાં કારણો નિચે પ્રમાણે હતાં.

"નંબર ત્રણના તોહોમતદાર મોરોબા બાસકરજી ઉપર સાક્ષીઓથી તોહોમત સાબિત થયુંછે અને પ્રથમ તે શિક્ષામાં આવેલો તેથી ગુન્હેગાર થાયછે" અને તેથી કરીને તેને છ માસ સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા કરવાગાં આવી હતી. ઠરાવ અને શિક્ષા રદ કરવા સારૂં મોરોબાએ જીલ્લા માજીસ્ટ્રેટને અરજ કરી, તેણે નિચેનો શેરો લખી તેની અરજ નામંજુર કરી.

સબોર્ડિનેટ માજીસ્ટ્રેટે કરેલો ઠરાવ અને શિક્ષામાં હાથ ઘાલવાનું કંઈ કારણ જણાતું નથી.

અપીલ એવા કારણથી કરવામાં આવી કે જો તોહોમત મુકેલું સાબીત થયું તો પણ જે કલમ દાખલ કર

---

નો, અથવા મોતની કે સમુદ્રપારની અથવા સાત વર્ષની મુદત સુધીની કેદની શિક્ષા થાય એહેવો કોઈ ગુન્હો કરાવવાનો, અથવા કોઈ સ્ત્રીને માથે વ્યભિચારનો દોષ મુકવાનો, ડર દેખાડ્યો હોય, તો તહેને સાત વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

વામાં આવીછે તે કલમ પ્રમાણે ગુન્હો થતો નથી.

તોહોમતના આધારમાં સરકારી વકીલની તકરાર સાંભળવા ઉપરથી અમારા અભિપ્રાયમાં આવેછે કે તોહોમત કાયમ રહી શકતું નથી. પહેલાં તોહોમતદારને શિક્ષા થયેલી હતી એટલાજ સબબ ઉપરથી, તેને ગુન્હેગાર ઠરાવવો એ ખુલી રીતે ગેર કાયદેસરછે અને સાક્ષીના પૂરાવથી તોહોમત સાબિત થયુંછે એવું કહેવાથી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૨૯‡ નો હેતુ પારપડતો નથી. જો તારી બેનને ઘરમાં અટકાવી રાખવામાં મંડયો ને મંડ્યો રહીશ તો તાહારા ઉપર ફોજદારી કામ ચલાવીશ, એહેવી તોહોમતદારે ફરિયાદીને ધમકી આપી એવું સાબિત થયું એમ ધારો તો પણ, આમ બોલવાથી હિંદુસ્થાનના ફોજ

---

‡કલમ ૪૨૯ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૬૩ અને ૪૬૪ સમજવી.

કલમ ૪૬૩ ફેંસલો અથવા આખરનો હુકમ કોરટના પ્રમુખ અધિકારીએ ઈંગ્રેજીમાં અથવા ડિસ્ટ્રિકટની ભાષામાં લખવો.

જડજની ભાષા અંગ્રેજી ન હોય તો તે ભાષામાં સાફ તથા સમજાય એવી રીતે તે ઠરાવ લખવાની અંગ્રેજી ભાષાની પૂરી માહીતગારી ન હોયતો તે ઠરાવ અંગ્રેજીમાં લખવો નહીં.

કલમ ૪૬૪—જે મુદાની વાત, અથવા વાતો ઠરાવવાની હશે તે વાતો તથા તે વાતો ઉપરથી કરેલો ઠરાવ, તથા તે ઠરાવ કરવાનાં કારણો, ફેસલામાં અથવા છેલા હુકમમાં લખવાં જોઇએ. તથા કહેતી વખતે જડજે તે

દારી કાયદાની કલમ ૫૦૩* ના અર્થ પ્રમાણે સાપરાધ ધમકી થતી નથી (કેમ કે તે પીનલકોડના અર્થ પ્રમાણે બીજો કાંઈ ગુન્હો થતો નથી, અથવા કાયદા પ્રમાણે બીજો કાંઈ ગુન્હો થતો નથી.) માટે અમો શિક્ષા અને ઠરાવ રદ કરીએ છીએ.

રાણી વિરૂદ્ધ અલીભાઈ મીઠા.

તારીખ ૧૫ મી માહે જુન.

તોહોમતદાર અલીભાઈ અને તેના કુટુંબને એક ઉમર વલી અને તેના કુટુંબ સાથે દુશમની હતી. તે બ

---

ઉપર ભર કોરટમાં તારીખ લખીને સહી કરવી જોઈએ.

ફેંસલા અથવા છેલા હુકમ ઉપર સદરહું પ્રમાણે સહી કરી એટલે તે ફેંસલો અથવા હુકમ કરનારી કોરટથી તેમાં ફેરફાર થઈ શકે નહીં. અથવા તેની તપાસ કરી શકાય નહીં. તોહોમતવાળા સખસની ઉપર ગુન્હો સાબિત થયાનો ઠરાવ થયો હશે તે ગુન્હો તથા જે શિક્ષાનો હુકમ કર્યો હશે તે હુકમ ફેંસલામાં અથવા છેલા હુકમમાં લખવો જોઈએ. અથવા તેને બિન તકશીરવાન ઠરાવ્યો હોય તો તેને છોડી મુકવાનો ઠરાવ કરવો.

અસલ ઠરાવ અથવા હુકમ કામના કાગળોની સાથે દફતરમાં દાખલ કરવો તથા જે કામમાં તે અસલ કાગળ તે ડિસ્ટ્રીકટમાં નિત્ય વપરાતી ભાષાથી જુદી ભાષામાં લખ્યો હોય તે કામમાં તેનો તરજુમો તે શિક્ષાના ઠરાવ અથવા હુકમના કાગળની સાથે રાખવો.

*કલમ ૫૦૩-જે સખસ કોઈ બીજા સખસને તેહેના શરીરને, આબરૂને, અથવા મિલકતને કાંઈ નુકશાન

કુટુંબ વચ્ચે બખેડો થયો હતો. અને તોહોમતદારની મા-ગોરીને કપાળે થોડો ઘા થયેલો હતો. આ ઘા કોણે અને કેવી રીતે મારયો તે સાફ રીતે જણાતું નથી. આ ઘા રૂઝવવાને વાસ્તે તેને ભરૂચ ની ઇસપીતાલમાં આણી હતી. ત્યાં ત્રણ દીવસ રહ્યા બાદ મરણ પામી. તેના મરણ પછી તરતજ તોહોમત દાર અલીભાઈએ ફુલપાવરર્ત માજીસ્ત્રેટને ત્યાં ફરિઆદ કરી કે મારી માને ગાગ્ર શતરૂ ઉમર વલી અને તેના સોબતીએ ઘા મારયાથી મરણ પામી. અને તેથી કરીને તેમના ઉપર ફોજદારી કામ ચલાવ્યું પણ તેઓને છોડી મુકવામાં આવ્યાં અને તેહોમતદાર ઉપર ખુટાનું તોહોમત મુકવામાં આવ્યું.

વળી એસન જડજે ઠરાવ્યું કે ઓરત ગોરીનુ મરણ આરસી નક પોઇ ગુન (એક જાતનું ઝેર) થી થયું છે અને નુકશાથી થયું નથી. ભરૂચની ઇસપીતાલમાં રહી તે વખતે તોહોમતદરે તેને ખોરાક આપ્યો હતો, અને એવું માનવનું પુરતુ કારણછે કે ખોરાકમાં ઝેર હતું અને તે બાબતની તોહોમતદારને ખબર હતી.

---

કરવાનો અથવા જેની સાથે તે બીજા સખસને સંબંધ હોય તેહેના શરીરને, અથવા આબરૂને કાંઇ નુકશાન કરવાનો ડર દેખાડે, એહેવા ઇરાદાથી કે તે સખસને ગભરાટ પેદા થાય, અથવા તે ડરે અમલમાં ન આવે એટલા માટે જે કામ કરવાની તેની કાયદા પ્રમાણે ફરજ ન હોય તે કામ તે સખસ કરે, અથવા જે કામ કરાવાનો તેહેનો કાયદા પ્રમાણે હક હોયતે કામ કરવામાં તે સખસ કસુર કરે તેણે સાપરાધ ધમકીનો ગુન્હો કર્યો એમ

આ છેલા મુદા વિશે અનુમાન કરતાં સેસન જડ્જને માલુમ પડ્યું કે તોહોમતદારની પોતાની હકિકત શિવાંય તેને ગુન્હેગાર ઠરાવવો નહીં. આ હકીકત એ હતી કે, તોહોમતદારે પેહેલ વેહેલાં ઉમર અને તેના દોસ્તદાર ઉપર ફકત હુમલાનું તોહોમત મુકવાનો ઇરાદો કરયો. પણ પોતાના સોબતીઓના ઉશ્કેરણથી પોતાની ગાને ફેર દીધું. અને ઉમર અને તેના દોસ્તદાર ઉપર ખુનનું તોહોમત મુકયું.

આ બાબતમાં શક પડતા ત્રણ સબબસોની કમીટ કરનાર માજીસ્ત્રેટની પ્રથમની તપાસમાં પોલીસ સુપરીનટેનડેન્ટ ઇન્ચાર્જે આ મુકરદમામાં તોહોમતદાર અલીભાઇને સાંકેતીક માફી આપી, અને તે કબુલ રાખવામાં આવી. અને અલીભાઇની તારીખ ૨૪મી માહે માર્ચ સને ૧૮૭૦ને રોજ સોગન ઉપર સક્ષી તરીકે જુબાની લીધાથી તેણે ઉપર પ્રમાણે હકીકત કહી. ત્રણ દીવસ પછી અલીભાઇએ પોતાની મેળે માજીસ્ત્રેટની રૂબરૂ હાજર થઇ સોગન ઉપર બીજી જુબાની આપી, તેમાં આગળ તેણે જે કહેલું હતુ તેનો ઇનકાર ગયો, અને કહ્યું કે મારા દુશમનોના પ્રપંચથી પેહેલી હકીકત કેહેવાને હું લલચાયો હતો. તે ઉપરથી સાંકેતીક માફી આપેલી રદ કરી, અને તેની તજવીજ થવા સારૂં કમીટ કરયો.

---

સમજવું.

†ફુલપાવર માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પહેલા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

આ ઉપરથી સેસન જડજે તોહોમતદાર અલીગાઈને ગુન્હેગાર ઠરાવી હાઈકોરટની મંજુરી ઉપર મોતની શિક્ષાનો હુકમ કરયો.

હાઈકોરટમાં અપીલ થવાથી ઠરાવવામાં આવ્યું જે સને ૧૮૫૫ના આકટ ૨ના[1] કલમ ૧૨ પ્રમાણે તોહોમતદાર વિરૂદ્ધ પેહેલી આપેલી જુબાની પુરાવા તરીકે દાખલ થઈ શકેછે. આ મુકરદમામાં કેદીનો ગુન્હો સાબિત થવાને વાસ્તે પુરતી રીતે પુષ્ટી આપતા પુરાવછે, તે માટે આ જા તોહોમત કાયમ રાખીએ છીએ. પણ મોતની શિક્ષા કાયમ નહીં રાખતાં જીવતાં સુધી સમુદ્રપારના શિક્ષાનો હુકમ કરીએ છીએ.

## રાણી વિરૂધ મહમદ વલી.

કેદી પોતાની બેનનું ખુન કર્યાનો તકશીરવાન છે. ભરૂચ જીલ્લાના કમાર ગામમાં ટોળીઓના ટંટા બાબત જણ મુકરદમા ઉઠેલા તેમાંનો આ એક ટંટોછે. જેની સાધારણ હકીકત મહમદ અને હુસન અમાજીના મુકરદમામાં કોરટે ફેસલો આપેલો તેમાં માલમ પડશે.

આ મુકરદમામાં મુખ્ય શાહેદ લુગડાંનો વેચનાર પારશી રૂસતમજી નામનો છે, જેણે સીધી અને સાચાઈ ભરેલી રીતે સાક્ષી આપેલી છે, એવું માલમ પડે છે. જેથી સેસન જડજ અને આસેસરોના મનમાં એ સાક્ષી માનવા લાયક છે એવી અસર થઈ. આ માણસની જુબાની પ્રમાણે તે કેદીના બાપ સાથે કાંઈ કામ સારૂ વા

૧ આ કલમ સને ૧૮૭૨ના કાયદા ૧થી રદ થઇ છે.

ત કરવા ઉભા હતા ત્યારે "બીજા લોકોને વાસ્તે મને શા વાસ્તે મારોછો" એવું એક બઈરીનું અચંબા ભરેલી રીતે બોલવું સાંભળ્યાથી તેનું ધ્યાન કેદી તરફ ખેંચાયું. અને જે જગ્યાએથી અવાજ આવ્યો તે જગ્યા તરફ જોતાં કેદીને કુહાડીથી એક છોકરીને મારતાં જોયો, અને જેથી તેનું મરણ થયું.

એવું માલમ પડેછે કે બે ઘા કરવામા આવ્યા હતા પણ તે પરથી સાક્ષીએ ફક્ત એક બરોબર મારતાં જોયો, ઘા કર્યા પછી કેદીએ તે જગ્યોએ કુહાડી નાંખી, પડોશીના બારણા સાથે પોતાનું માથું જોરથી પછાડયું, જેથી લોહી વેહેવા માંડયું. પછી દોડી ટટુ ઉપર બેશી જતો રહ્યો. તે પારશી અને છોકરીનો બાપ પછી તે જગ્યાએ) ગયા અને બાપ મુડદા ઉપર રોયો.

પારશીની સાક્ષી તેની નજદીક બે માણસો જેઓ સુનો કચરતા હતા તેઓને પુષ્ટી આપેછે, "મને શા વાસ્તે મારોછો" એવું અથવા તેવીજ જાતનું બોલવું સાંભળવાથી તેઓનું મન ખેંચાયું. અને બીજા ઘા મારતાં જોવાને તેઓ મેળાગમાં દોડયા.

ત્રણ સાક્ષીઓને ઉલટ સુલટ સવાલ પુછયા, પણ તેઓની સાક્ષી ડગી નહીં. અને ઉપર કહ્યા પ્રમાણે સેસન જડજ અને આસેસરોથી માનવામાં આવી હતી. અને તેથી ઉલટું અનુમાન કરવાને અમને કાંઈપણ કારણ

---

[1] કલમ ૩૦૨—જે માણસ ખુન કરે, તેને મોતની, અથવા જીવતા સુધી સમુદ્રપારની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

જણાતું નથી.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે કેદીએ પોતાની બે નનું ખુન કર્યું. તે બાબત બીજુ કાંઇપણ હલકું અનુમાન કરવાને અમો અશકત છીએ, અને તેથી બીજી રીત કાંઇપણ ન કરતાં મોતની શિક્ષા કાયમ રાખીએ છીએ.



## રાણી વિરૂદ્ધ મહુમદ-અમાનજી અને હુસેન અમાનજી.

આ મુકદમામાં કેદીઓને ખુન કરવાના તકશીરવાન ઠરાવ્યા હતા, અને નંબર ૧ ને જીવતા સુધી સમુદ્રપાર ‡ ની શિક્ષા અને બીજાને દસ વરસ સુધીની સમુદ્રપારની શિક્ષા કરવામા આવી હતી.

નંબર ૨ના કેદી હુસેન ઉપર તોહોમત રાખવાને બેશક પુરાવ છેક પુરતો નથી. તેની મા ઉપર તેણે હુમલો કર્યો, તે બાબત તેની વિરૂધ્ધ કાંઇજ નથી. તે ઘર ના આગલના ભાગનો બાહાર ઉભો હતો અને તે (ઘર) ની પાછલ વાડામાં ઘરડી બાયડીને જે કર્યું તે નંબર ૧ ના કેદી ગહમદે કર્યું હતું. અને તેથી આ ઉપર મુખ્ય ત્વે કરીને ધ્યાન આપવું જોઇએ.

પુરાવ ઉપરથી માલમ પડેછે કે કમાર ગામમાં તા ત્રીજ પગી માહે મેની સવારમાં ખુન થયું હતું. (રાણી

‡ ખુનથી ઉતરતા દરજાનો શિક્ષાસિંગ મનુષ્યવધ જે માણસ કરે, તે માણસને અગર જે કામથી મોત થયું હોય તે કામ તેણે મોત આણવાના ઇરાદાથી અથવા

વિરૂદ્ધ મહમદવલી) કોરટની રૂબરૂ જે મુકરદમા આવ્યા કે તે મુકરદમાઓ ઉપરથી એવું માલમ પડેછે કે ગામમાં બે ટોળીઓ છે અને દરેક બાજુ તરફ ખુન થયાં હતાં.

એક ટોળીના લોકોએ બીજી ટોળી વાળા લોકોનું ખુન કરયું હતું એવું સ્વભાવીક રીતે ધારી શકાય, તેમ નથી પણ એક ટોળીના લોકોએ પોતાની તરફની એક કંગાલ બાયડીનું ખુન કરયું. કે જેથી બીજી ટોળી વાળા ઉપર ગુન્હાનો આરોપ મુકી શકાય.

રાણી વિરૂદ્ધ અલીખા મીઠાના મુકરદમા ઉપરથી માલમ પડેછે કે આ ગામમાં બે ટોળીના કેટલાક લોકોને લડાઈ અથવા મારામારી થઈ હતી. એક બાજુએ અલીભાઈ, તેની ઓરત, મા છોકરી અને બીજાં હતાં બીજી બાજુએ પોલીસ પટેલ, તેની ઓરત, એક જુવાન અલીબક્ષ અને તેનાં છોકરાં અને બીજાં હતાં. અલી

---

જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઈ શરીરનું નુકશાન કરવાના ઈરાદાથી કર્યું હોય તો, જીવતા સુધી સમુદ્રપારની, અથવા દશ વર્ષની મુદત સુધીની બેમાના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે; અને અગર તે કામથી મોત થવાનો સંભવ છે એમ જાણીને પણ મોત આણવાના અથવા જેથી મોત થવાનો સંભવ હોય એવું કાંઈ શરીરનું નુકશાન કરવાના ઈરાદા વગર તે કામ તેણે કર્યું હોય, તો તે માણસને દશ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

બાઈની છોકરી અને જીવાના છોકરા વચ્ચે કજીઓ થવા થી પરીણામ એવો પડ્યો કે જીવાની બાજુમાંના એક માણસને માથામાં ઘા વાગ્યો અને ભરૂચમાં લેઈ ગયા પુરાવ ઉપરથી સાફ રીતે માલમ પડેછે અને કેદી કબુલ કરેછે કે, જીવાની બાજુના ભાગેલા માથા ઉપર પુરાવ નો બાજો થાય તેટલા માટે તેની ટોળીના—એ વિચાર કર્યો હતો અને નકી કરચું હતું કે ઘરડી માનું માથું ભા ગવું અથવા છુંદવું અને તેને ભરૂચ લેઈ જવી.

ઘરડી મા ખુલી રીતે કબુલ કરનાર પક્ષકાર હતી, અને માટીનું ભારે ઢેપુ તેના તરફ નાખવાથી ઘારેલી ઈ રક્ષાપાર પડી, અને તેને ભરૂચની ઇસપીતાલમાં લેઇ જ વામાં આવી હતી અને પોલીસ પટેલ અને જીવાની ટો ળી ઉપર ફરિયાદ કરવામાં આવી હતી.

હવે ઘણી અજાયબ તરેહની હકીકત આવેછે જ્યારે ઘરડી ઓરત ઇસાપિતાલમાં હતી ત્યારે તેના છોકરાની ટોળીના આગેવાનોએ અને તેના છોકરાએ નકી કરચું કે, તેઓની બાજુ તરફથી દેનું મોત ( શા વાસ્તે તે સ્પષ્ટ નથી) પડવું જરૂરિઆત હતું ઉપર બતાવેલાં કારણોથી તેઓને વિચાર આવો થયો હોય એવું જણાય છે. એવું કેહેવામાં આવ્યું છે કે, પછી તેના છોકરા અને બીજા ઓએ ખોરાકમાં ઝેર ભેળવી આમાંના એક અથવા વ ધારે સખસો એ રાતના ખાણામાં તે ઘરડી બાપડીને આ પ્યું તે ખાઇ રાત્રે સુવાને ગઈ અને અડધ કલાકે જા- ગી અને ઘણા જુસાથી નાખી કાહાડચું જેથી તે એકદમ મરી ગઈ. મડાની કરેલી તપાસથી અને કેમીકલ એ

નાબીસીસ(રસાયણ પરીક્ષક)થી મોતનું કારણ સાબીત થયું.

અભાગ્યે કરીને બધા ટોળી ઉપર ગુન્હો લાવવાને પુરતો પુરાવ ને હોતો. પણ છોકરાની પોતાની જુબાની ઉપરથી ખુનનો ગુન્હેગાર ઠરાવ્યો અને હાઈ કોરટે તે શિક્ષા કાયમ રાખી.

મહમદઅલીની બેન ફતાના ખુન બાબત મહમદઅલીના મુકરદમામાં પછીની હકીકત બતાવીછે.

ગરીબ છોકરીના મરણ પછી તરતજ આ મુકરદમામાં કેદીઓ જેઓ ખરેખરી રીતે સામેની ટોળીના હતા, તેઓ ઈનસાફ વાસ્તે બુમો પાડતા આવ્યા અને કહ્યું કે તેઓના ઘર ઉપર હુમલો થયોછે લુગડાં વેચનાર પારસી ફકત વિશ્વાસુ નીરધાર સાક્ષીછે તેણે તેઓને કહ્યું કે પટેલના ઘર ઊપર હુમલો કરશો નહીં. કેમકે છોકરીનું મરણ શી રીતે થયું તે હું કહીશ. પણ એવું માલમ પડેછે કે, તેઓને અતીશે ક્રોધ ચઢયો હતો, અને ખુલી રીતે નંબર ૧ ના કેદી મહમદે છોડી ફતાનું મોત સારૂ સામા પુરાવ કરવાને માટે પોતે મરવાનો ઈરાદો જણાવ્યો. આ ઉપરથી તેની માએ માફી માગી કે તારે બદલે મારૂં બલીદાન આપવું જોઈએ. હવે હુમલો આવેછે. એવું માલમ પડેછે કે મા અને તેનો છોકરો નંબર ૧ નો (કેદી) તેમના ઘરમાંથી પાછલા વાડામાં ગયા અને તરતજ નંબર ૧ નો કેદી પોલીસ પટેલને બોલાવતો ઘરમાંથી નીકળ્યો એવું માલમ પડેછે કે પોલીસ પટેલ તેની માની જુબાની લેવાને ગામમાં પાછો તરતજ આવ્યો. તે વખતે તેની છાતીમાં ઘા જોયો— થોડી ઢીલ

થયા પછી અને જે વખત પોલીસ પટેલ અંદર ગયો, તે વખતે તેઓએ ઘરડી બાયડીને ખાટલા ઉપર બેભાન જોઈ અને કેદીને બીજી પેઠી ઉપર ઘાયલ થએલો જોયો.

તેઓને ભરૂચની ઈસપીતાલમાં લેઈ જવામાં આવ્યાં હતાં અને સીવીલ સરજન (દાકતર) ના પૂરાવથી માલમ પડેછે કે ઘરડી બાયડી ઉપર ઘા થએલા તેની નજરમાં ઘણા હલકા આવેછે, તે ઈસપીતાલમાં પંદર દીવસ રહી. અને પોતાને ગામ પાછી ગઈ. ૭ દીવસ પછી તેનું મડદુ ઈસપીતાલમાં પાછું લાવ્યા. દાકતર ગલીને એવું સરટીફીકેટ આપ્યું કે આ ઘાથી ઓરતનું મરણ થયું નથી. તે ઘડપણથી મરી ગઈ. અને સેસન કોરટની રૂબરૂની જુબાનીમાં તેણે તેજ અભિપ્રાય આપ્યો. ઘરડી બાયડીએ પોતે વળી તેની જુબાનીમાં કહ્યું કે તેના ઉપર ઘા થયેલો સખત નથી.

આવી બીનાઓ ઉપરથી ખુન કરવાની કોશીશનું તોહોમત[1] કાયમ રાખવું અશક્યછે તેમજ કોરટ મહાવ્ય-

---

૧ કલમ ૩૦૭—જો કોઈ માણસ એહેવા ઈરાદા અથવા જ્ઞાનથી તથા એવી હાલતમાં કાંઈ કામ કરે, કે અગર તે કામથી તે મોત આણે તો, તે માણસને દશ વર્ષની મુદત સુધીની બે માંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે, અને તે કામથી અગર કોઈ માણસને વ્યથા થાય, તો તે ગુન્હેગાર, અગરતો જીવતા સુધી સમુદ્રપારની શિક્ષાને અથવા ઉપર લખેલી તે શિક્ષાને લાયક થશે.

થાનું* તોહોમત રાખી શકતી નથી. કેમકે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની જરૂરિઆત વાખ્યા પ્રમાણે બીનાઓ બનેલી નથી. આપણે એવું કહી શકીએ કે પૂરાવ ઉપરથી વ્યથાનો[3] ગુન્હો સાતબિ થાયછે. પણ તેજ પુરાવ ઉપર થી માલમ પડેછે કે જે કરવાગાં આવ્યું હતું તે ઘરડી બાપડીના અનુમતથી કરવામાં આવ્યું હતું તેથી હિંદુસ્થાનના ફોજદારો કાયદાની કલમ ૮૭[4] પ્રમાણે આ કૃત ગુન્હો ગણાય નહીં.

---

* જે વ્યથાથી જીંદગી જોખમમાં આવે, અથવા જેથી વીસ દિવસની મુદત સુધિ, વ્યથા થયેલાં માણસને, શરીરનું ભારે દુખ ખગવું પડે, અથવા પોતાનો હમેશ નો ધંધો કરવાને અશક્ત રેહે એહેવી કોઈ પણ વ્યથા.

૩ જે માણસ કોઈ સખસને કાંઇ શરીરનુ દુખ, રોગ અથવા અશકતતા કરે તેણે "વ્યથા કરી" એમ સમજવું.

૪ જે વસ્તુથી મોત અથવા મહાવ્યથા કરવાનો ઈરાદો કર્યો નથી, અને જેથી મોત અથવા ગહાવ્યથા થશે એવો સંભવછે, એમ તેનો કરનાર જાણતો નથી તે વસ્તુ કરવાથી થતી હાની ખમવાની જે સખસ સાફ રીતે અર્થાત સમજાય એવી રીતે રજા મંદી આપી હોય, એવા અરાડ વર્ષથી વધારે ઉમરના કોઇ સખસને કાંઇ હાની થાય અથવા કાંઇ હાની કરવાનો તે વસ્તુ કરનારે ઈરાદો કર્યો હોય તે હાનીના સબબથી અથવા એવા જે સખસે તે હાનીનું જોખમ માથે લેવાની રજામંદી આપી હોય તે શખસને તે વસ્તુથી કાંઇ હાની થશે એવો સંભવ છે એમ તે વસ્તુ કરનાર જાણતો હોય તે હાનીના સબબ થી તે વસ્તુ ગુન્હોછે એમ સમજવું

## રાણી વિરૂદ્ધ જાફરઅલી.

તારીખ ૧૧ મી માહે આગસ્ટ.

તોહોમતદાર જાફરઅલીને ખાનદેશ જીલ્લાના ફુલપાવર[1] માજીસ્ટ્રેટ મેજર ડી. ઇ. બ્રીટને હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૦૩[2] પ્રમાણે બદદયાનતથી મિલકતનો ખોટો ઉપયોગ કરવાનો ગુન્હેગાર ઠેરવી ત્રણ માસ સખત મજુરી સાથે કેદની શિક્ષા કરી હતી.

અપીલમાં ખાનદેશના આસીસ્ટન્ટ સેસન જડજ મીસ્તર વેટે તોહોમત અને શિક્ષા એવા સબબ ઉપરથી રદ કરી કે ફુલપાવર માજીસ્ટ્રેટનું પ્રોસીડીંગ ગેરકાયદેસીર હતું, કેમકે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૬૬[3]

---

૧ ફુલપાવર માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

૨ કલમ ૪૦૩—જે માણસ બદદયાનતથી કાંઇ પણ જંગમ મિલકતનો ખોટો ઉપયોગ કરે, અથવા તે પોતને કામે લગાડે, તે માણસને બે વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

૩ કલમ ૬૬ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૪૪ સમજવી.

કલમ ૧૪૪—કોઇ ગુન્હા બાબત કોઇ માણસને સમન અથવા વારંટ કરવા સારૂં માજીસ્ત્રેટને ત્યાં ફરિયાદ લેવાનો પોતાને અખિત્યાર હોય તો તે માજીસ્ત્રેટ સહી કરવી.

પ્રમાણે ફરિયાદ થયા શિવાય તે ચલાવવામાં આવ્યું હતું. આસીસટન્ટ સેસન જડજે નિચે પ્રમાણે ઠરાવ લખ્યો હતો.

આ મુકરદમામાં અપીલ વાળા હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૦૪ પ્રમાણે ગુન્હાનો તકસીરવાન ઠરે છે. અને જે ગુન્હાને સારૂં વારંટ શિવાય તેને પકડી શકાય નહી. ગુજરાતી કાગળોમાં એક વારંટ તારીખ ૨૫ મી માહે ફેબ્રુવારી સને ૧૮૭૧નું છે કે જેના ઉપર ફુલપાવર માજીસ્ટ્રેટ મેજર પ્રીટને સહી કરેલી છે, અને એમાં લખેલું હતું કે ફરિયાદી થઈ હતી. ફુલપાવર માજીસ્ટ્રેટને ત્યાં ચાલેલા કામમાં ફરિયાદના પ્રકારનો કોઈપણ દસ્તાવેજ નથી. તે ઉપરથી એવું ધરાય છે કે ફુલપાવર માજીસ્ટ્રેટની રૂબરૂ તારીખ ૨૭ મી માહે ફેબ્રુઆરી સુધી ફરિયાદ થઈ નહોતી. તે માટે ફુલપાવર માજીસ્ટ્રેટને પુછ્યું કે તેણે કઈ ફરિયાદ ઉપરથી વારંટ કહાડયું હતું, અને જો આવી ફરિયાદ થઈ નથી તો તેણે કાયદાની કઈ કલમ પ્રમાણે વારંટ કહાડયું હતું. આ સબબ ઉપરથી ફુલપાવર માજીસ્ટ્રેટનું આવેલું કામ રેફરન્સ (પૂછવા) સારૂ પાછું મોકલ્યું.

તેના જવાબમાં માજીસ્ટ્રેટે લખી મોકલ્યું કે આ મુકરદમામાં પોલીસે ફરિયાદ કરી હતી, અને ફરિયાદ ફરિયાદીએ કરી નથી. તે ઉપરથી સેસન જડજે તારીખ ૪ થી માહે મે સને ૧૮૭૧ને રોજ નિચે પ્રમાણે છેવટનો હુકમ કર્યો.

અપીલ વાળા ઉપરનું તોહોમત અને શિક્ષા હું રદ કરૂં છું. કેમકે હું ધારૂં છું કે સોગન ઉપર માજીસ્ટ્રેટની રૂ

મરૂ ફરિયાદ આવ્યા શિવાય તેહેને અધીકાર નહોતો. તેને વારંટ કહાડવાનો અધિકાર નહોતો. અને તેથી કરી ને પ્રોસીડીંગ ગેર કાએદેસીર છે. મુંબઈની હાઈ કોરટના રીપોર્ટના વાલ્યુમ ૪ને પાને ૩૦ તથા ૩૩ મે અને વ. ળી વાલ્યુમ ૫ ને પાને ૨૯ મે ફોજદારી મુકરદમા દાખ લ કરવામાં આવ્યાછે, તે મારા ઠરાવને મજબુતી આપતા જણાયછે.

પછી આસીસ્ટન્ટ સેસન જડજને પોતે તોહોમત અ ને શિક્ષાનો ઠરાવ કર્યો હતો તે કાયદામાં ખોટો હોવાને લીધે, અસલ અને અપીલના કાગળો નીચેના ટીકા સાથે હાઈ કોરટમાં હુકમ સારૂં મોકલ્યા.

રાણી વિરૂધ્ધ જાફરઅલીના મુકરદમાના અસલ અ ને અપીલના કાગળો હું નામદાર જડજોના હુકમ સારૂં મોકલુંછું. કેમકે હાલ મારા ધારવામાં આવેછે કે કાયદા ના મુદા બાબત મારો તોહોમત રદ કરવાનો ઠરાવ ગેર વ્યાજબીછે, અને તેથી કરીને મેં માજીસ્ત્રેટને ખોટે રસ્તે ચડાવેલાછે.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૬૬અ* જે સને ૧૮૬૯ ના આકટ ૮ ઉપરથી સુધાર

---

* કલમ ૬૬અ ને બદલે નવા ફોજદારી કામ ચ લાવવાની રીતના કાયદાની કલમ ૧૪૧ સમજવી.

કલમ ૧૪૧—ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટને અથવા—

ડિસ્ત્રિકટના ભાગના માજીસ્ત્રેટને, અથવા—

ફરિયાદ લઈને સાંભળવાનો અધિકાર જે માજીસ્ત્રેટ ને યોગ્ય રીતે આપ્યો હોય તેને જે કામનો ઈનસાફ ક

વામાં આવીછે તે ઉપરથી માલમ પડેછે કે ફુલપાવર મા જીસ્ટ્રેટ મેજર ક્રીટન કે જેને અમુક રીતે અખિકાર આપવામાં આવ્યો હતો તેથી તેને પોલીસ અમલદારના રીપોર્ટ ઉપરથી મુકરદમા સાંભળવાનો અધીકાર હતો. અને મને તારીખ ૧૫ મી માહે જુલાઇ સને ૧૮૬૯ના સરકારી ગેઝીટને પાને ૮૨૩ ઉપરથી માલમ પડેછે કે, મેજર ક્રીટનને આવો અખ્તિયાર આપ્યો હતો. મેજર ક્રીટનને પેહેલ વેહેલું મેં રેફરન્સ કર્યું, તે વખતે તેણે મને કહ્યું હોત તો મને લાગેછે કે મેં જે હાલ ભુલ કરી છે તે કરત નહીં.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે તમારો તારીખ ૪થી માહે મે સને ૧૮૭૧નો ઠરાવ સંપૂર્ણ રીતે વ્યાજબીછે. આ મુકરદમો એવોછે કે જેમાં પોલીસ વારંટ શિવાય પ કડી શકતા નથી અને સોગન ઉપર ફરિયાદ થયા શિવાય કાયદેસર રીતે વારંટ કહાડી શકાય નહીં.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૬૬ અ*

---

*રવાનો અથવા ઇનસાફ થવા સારૂ કમીટ કરવાનો અખિકાર હોય તે કામમાં તેને.

ગુન્હાની ફરિયાદ લઇને સાંભળવાનો અખ્તિયાર છે પછી તે ફરિયાદ, ફરિયાદ કરનારે બારોબાર કરી હોય કે પોલીસ અમલદારના રિપોર્ટ ઉપરથી આવી હોય તે વાતની ચીંતા નથી, અને તેવા ગુન્હાનું તોહોમત જે સખસની ઉપર આવ્યું હોય તેને હાજર થવું પડે તેમ કરવા સારૂ આ અકટમાં આગળ કહેલી રીતે પ્રોસેસ કરવાનો અખ્તિયાર છે.

એ પ્રમાણે પોલીસ અમલદારના રિપોર્ટ ઉપરથી મેજર બ્રીટનને મુકરદમો સાંભળવાનો અધીકાર હતો એ હકીકત આ બાબતને અસરકરતી હોય એવું નામદારજ ડજોને જણાતું નથી. તે કલમમાં પોલીસ અમલદારનો રીપોર્ટ એવા શબ્દ વાપરેલાછે તે ઉપરથી પોલીસ અમલદારે કાંઈ લખી મોકલેલો મજકુર સમજવો નહી. પણ વારંટ શિવાય પોલીસ પકડી શકે એહેવા મુકરદમામાં કલમ ૧૫૫§

---

§ કલમ ૧૫૫ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૨૭ સમજવી.

કલમ ૧૨૭– તે તપાસ નકામી ઢીલ ન કરતાં પૂરી કરવી જોઇએ, અને પુરી થઈ રહે કે તુરત તે તપાસ કરનારા પોલીસ અમલદારે સ્થાનિક સરકારે ફરમાવેલા નમુના મુજબ એક રિપોર્ટ કરીને તે અધિકાર વાળા માજીસ્ટ્રેટની પાસે મોકલવો. તે રિપોર્ટ મધ્યે પક્ષકારોનાં નામ, ફરિયાદનો પ્રકાર, તથા જે સખસો મુકરદમાની કેફીયતથી વાકેફ જણાતા હોય, તેઓનાં નામ, એટલી વીગત લખવી, અને તે માજીસ્ટ્રેટના આગળ જે હથીયાર અથવા વસ્તુ હાજર કરવી જરૂર હોય તે પણ મોકલવી.

તોહોમતવાળા સખસને પોહોરામાં મોકલ્યોછે કે જામીન લેઇને અથવા તેનો પોતાનો મુચલકો લખાવી લેઇને છોડી મુકેલોછે તે તે પોલીસ અમલદારે લખી જણાવવું.

અગર તે તોહોમત વાળા સખસને પોહોરામાં રાખ્યો હોય, તો તેણે લખી જણાવવું; તથા શા કારણથી રાખ્યો છેતેકારણ પણ લખી જણાવવું.

પ્રમાણે માજીસ્ટ્રેટ તરફ મોકલેલો રિવાજનો રિપોર્ટ્સ મળવો.

---

### રાણી વિરૂદ્ધ આજમ દલા.

તારીખ ૨૪મી માહે ઓગષ્ટ.

તોહોમતદાર આજમદલા અને નરભેરામ ગણપતરા મને તારીખ ૭મી માહે મે સને ૧૮૭૧ને રોજ સુરત જીલ્લાના ફુલપાવર[1] માજીસ્ટ્રેટ મીસ્તર એફ, બર્ક એ હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૦૯* પ્રમાણે સરકારી નોકરે સાપરાધ વિશ્વાસ ઘાત કર્યાના અથવા સને ૧૮૨૭ના રેગ્યુલેશન ૧૭ ની કલમ ૧૯ઠ પ્રમાણે મે-

---

[1] ફુલપાવર માજીસ્ટ્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ સમજવા.

* કલમ ૪૦૯—કોઇ માણસને તેના દરજાથી સરકારી નોકર દાખલ અથવા તેના ધંધાસર તેને સરાફ, વેપારી, કોઠીદાર, દલાલ, વકીલ, કે આડતિયા દાખલ કાંઇ મિલકત અથવા કાંઇ મિલકત ઉપર અખ્તિયાર કોઇ પણ રીતે સોંપ્યો હોય, તે માણસ તે મિલકત બાબત સાપરાધ વિશ્વાસઘાત કરે, તો તેને જીવતા સુધી સમુદ્રપારની, અથવા દશ વર્ષની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ઠ કલમ ૧૯—કોઈ વસુલ કરનાર સરકારે ઠરાવેલા મેહેસુલ શિવાય પોતાના અમલના જોરથી કાંઇ રૂપૈઆ લેશે, તેણે ગુન્હો કર્યો એમ સમજવું. અને જે ઉપર

રેવેન્યુ ખાતાના અમલદારોના જોરથી ગેર શીરસ્તે રૂપૈ-આ કઢાવવાના વૈકલ્પીક ગુન્હાનું તોહોમત રાખી દરેક જણને છ માસ સખ્ત મજુરી સાથે કેદ, તથા રૂપૈઆ ૭૫ દંડ અને તે ના આપે તો તે બદલ એક માસ વધારે સખ્ત મજુરી સાથે કેદ ભોગવવાની શિક્ષા કરી; ફુલ પાવર માજીસ્ટ્રેટે સદરહું શિક્ષા સને ૧૮૨૭ ના રેગ્યુલેશન ૧૭ની કલમ ૧૬ પ્રમાણે કરી હતી, કેમકે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૦૯ કરતાં તેમાં હલકી શિક્ષા ફરમાવેલી છે.

માંડવી તાલુકાના મોતીચર ગામનો આજમ દલા પટેલ હતો અને નરભેરામ ગણપતરામ તલાટી હતો.

આ મુકરદમાની હકીકત નિચે પ્રમાણે છે.

તા૦ ૩૦મી માહે ડીસેંબર સને ૧૮૭૦ને રોજ તોહોમતદારોએ એક ઘીતારો બેલારોને બોલાવી કહ્યું કે તારી જમીનમાં ખજુરીનાં ઝાડ ઊગેલાં છે તે ઉપરથી તું તાડી લઈ ગયો તે બદલ રૂપીઆ ૭-૮-૦ આપવા જોઈએ. ઘીતારોએ આ સરકારી માગણી ધારી તલાટીને રૂપીઆ ૬ અને પટેલને રૂ. ૧-૮-૦ આપ્યા.

અપીલમાં સુરતના સેસન જડજ મીસ્તર ન્યુનહામ ફુલપાવર માજીસ્ટ્રેટે જે શિક્ષા કરી હતી તે બાહાલ રાખી.

અરજદારના વકીલે તકરાર કરી કે ફોજદારી કામ

---

ગુન્હો કરશે તેને સાત વર્ષ સુધી કેદ થશે; અને લીધેલા રૂપૈઆથી દસ ગણો દંડ પડશે, અને દંડ નહીં આપે તો દંડના દર રૂપૈયે બે દીવસ પ્રમાણે બીજી વધારે કેદ થશે.

ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૪૨* પ્રમાણે તોહો- મતદાર સખમ ઉપર ફકત હિંદુસ્થાનના ફોજદારી કાયદા પ્રમાણે વૈકલ્પીક ગુન્હાનું તોહોમત હોય તોજ વૈકલ્પીક ગુન્હાની તજવીજ થઈ શકેછે. હાલના મુકરદમામાં એક ગુન્હો હિંદુસ્થાનના ફોજદારી કાયદા પ્રમાણેનો છે, અને બીજો ગુન્હો સને ૧૮૨૭ના રેગ્યુલેશન ૧૭ની કલમ ૧૬ પ્રમાણેનો છે. માજીસ્ટ્રેટે આ બાબત કાયદાની ભુલ કરેલી છે.

સને ૧૮૨૭ના રેગ્યુલેશન ૧૭ની કલમ ૧૬ પ્રમાણે તોહોમતદાર આજમ દલાને શિક્ષા કરેલી છે, અને તે ગુન્હાને વાસ્તે સાત વર્ષથી વધારે કેદીની શિક્ષા થઈ શકતી નથી. ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાને જોડેલા પરિશિષ્ટ પ્રમાણે હિંદુસ્થાનના ફોજદારી કાયદા શિવાયના બીજા કાયદા પ્રમાણેના ગુન્હા કે જેને વાસ્તે સાત વર્ષની શિક્ષા ઠરાવેલી છે તે ગુન્હાની તપાસ ફકત સેસન કોરટથીજ થઇ શકેછે. તે માટે હાલનો મુકરદમો કે જેની તપાસ ફકત સેસન કોરટથીજ થઈ શકે એવી છે.

તોહોમતના આધારમાં સરકારી વકીલની તકરાર

---

*કલમ ૨૪૨ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૫૫ સમજવી.

કલમ ૪૫૫—જે વાતો સાબિત થઈ શકેછે તે ઉપરથી કેટલાએક ગુન્હાઓમાંનો કયો ગુન્હો થાયછે તે બાબત શક પડે એવા પ્રકારનું એકજ કામ અથવા કામોનો સમુદાય હોય ત્યારે સદરહું પ્રકારનો કોઈપણ ગુન્હો કર્યા

સાંભળી.

કોરટના અભિપ્રાયમા આવેછે કે આ મુકરદમામાં વૈકલ્પીક તોહોમત નથી. કેમકે તે બે ગુન્હાનો સમાસ હિંદુસ્થાનના ફોજદારી કાયદામાં થતો નથી, (ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૪૨) સને ૧૮ ૨૭ના રેગ્યુલેશન ૧૬ પ્રમાણે હુકમ વગર વધારે મેહેસુ. લ લેવાના ગુન્હાને માટે સાત વર્ષની શિક્ષા છે. તેથી કોરટના અભિપ્રાયમાં આવે છે કે, આ ગુન્હો માજીસ્ટ્રેટ સાંભળી શકતા નથી. પણ ફક્ત સેસન કોરટજ સાંભળી શકેછે, આવા સબબ ઉપરથી તોહોમત અને શિક્ષા રદ કરવામાં આવેછે અને હુકમ કરવામા આવેછે કે તોહોમતદાર સખસોને સેસન કોરટની આગળ તપાસ સારૂ મોકલવા જોઈએ.

---

શણી વિરૂદ્ધ લખુ વલદે સાકુ.

તારીખ ૨૯ગી માહે અગષ્ટ.

ખાનદેશના સેસન જડજ મીસ્તર વેટે આ મુકરદમામાં નિચે પ્રમાણે હકીકત લખી ખુલાસો પૂછ્યો હતો.

મુંબઇની હાઇકોરટના ફોજદારી મુકરદમાનો ઠરાવ

---

નું તોહોમત તોહોમતવાળા સખસની ઉપર મુકવાનો અખ્તિયાર છે; અને સદરહું પ્રકારના ગમે તેટલા તોહોમતો હોય તોપણ તમોનો એકી વખતે ઇનસાફ કરવાનો અખ્તિયાર છે; અથવા સદરહું ગુન્હાઓમાંનો એક નહીં તો બીજો ગુન્હો કર્યાનું વિકલ્પની રીત તેની ઉપર તોહોમત મુકવાનો અખ્તિયાર છે.

* વાલ્યુમ, ને પાને ૫૯મે છપાયો છે તે અન્યાયે હું આ કોરટમાં આવતી સેસનમાં ચલાવવા સારૂ મુકરદમો કમીટ કરેલો છે તેનું પ્રોસીડીંગ (કામ) આ સાથે નામદાર જડજોના હુકમ સારૂં મોકલુંછું.

તાહોમતદાર ઉપર સને ૧૮૨૭ના રેગ્યુલેશન ૨૧ પ્રમાણે આ જીલ્લાના ફુલપાવર* માજીસ્ટ્રેટ મીસ્તર એનડરસને તાહોમત રાખી તેને સેસન કોરટમાં તજવીજ થવા સારૂ મોકલ્યો હતો, તે રેગ્યુલેશનની કલમ ૭૦ મા સ્પષ્ટ છે કે જીલ્લા માજીસ્ત્રેટ અથવા ક્રિમીનલ જડજને ખબર આપેથી શિક્ષા અમલમાં લાવી શકે છે, અને મીસ્તર એનડરસન આ પૈકી એકે હોદ્દો ધરાવતો નથી તેથી મને લાગેછે કે, તેને સેસન કોરટમાં આ મુકરદમો કમીટ કરવાનો અધિકાર નોહોતો.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે ફુલપાવર માજીસ્ટ્રેટ મીસ્તર એનડરસને જે પ્રોસીડીંગ ચલાવેલુંછે તે રદ કરવું જોઈએ. જીલ્લા માજીસ્ત્રેટની રૂબરૂ ખબર આપે

---

*ફુલપાવર માજીસ્ત્રેટમે બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

૦ કલમ ૭૦—મુંબઈ તાબેના જીલ્લા માહે કપટે આ ણેલું આણીનુ કોઈ રાખશે, અથવા સંતાડશે, અથવા રાખવા કે સંતાડવા દેશે, તો જાહાતદારે જીલ્લા જડજ પાસે ફરિયાદ કરીને આ કાયદાની ચોથી કલમ માંહે લખેલો દંડ કાયદા પ્રમાણે લેવો, પણ ન આપનારને બે વરસથી વધારે કેદ ન કરવો.

જીલ્હામાજીસ્ત્રેટ શિવાય કોઈ પણ માજીસ્ત્રેટ અથવા કોઈ કોરટને આવા ગુન્હાની પ્રથમની તજવીજ કરવાનો, અ થવા જે સખસની ઉપર આવા ગુન્હાનુ તોહોમત મુકવા માં આવ્યું હોય તે સખસની તજવીજ કરવાનો અધિ કાર નથી.

---

ચકુ..................અરજદાર.

ઈસ્વર ભુધર............સામોવાળો

આ મુકરદમાની હકીકત નીચે પ્રમાણેછે.

ફુલપાવર* માજીસ્ત્રેટ મીસતર જગજીવનદાસ ખુ શાલદાસે તા૦ ૨૨મી મહે જુન સને ૧૮૬૫ને રોજ અ રજદાર ચકુને તેના ધણી પાસેથી ખોરાકી પોશાકી આ પવાનો હુકમ કરમાવ્યો હતો તે માજીસ્ત્રેટે આ હુકમ ફોજદારીકામચલાવવાની રીતના કાયદાની કલમ ૩૧૬✕પ્રમા ણે કરયો હતો.

---

*ફુલપાવર માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પહેલા વર્ગના માજી સ્ત્રેટ સમજવા.

✕કલમ ૩૧૬ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવા ની રીતના કાયદાની કલમ ૩૫૬ સમજવી.

કલમ ૩૫૬–અગર કોઇ સખસની પાસે જોઇએ તેટલી દ્રવ્ય શકતી હોય અને તે પોતાની ઓરતનું અ થવા પોતાની મેળે પોતાનું ગુજરાન ચલાવવાને અશક્ત હોય એવા કોઈ ઓરસ, અથવા અનોરસ બાળકનુ ગુ– જરાન ચલાવવાની ગફલત કરે. અથવા ના કહે, તો તે

તો પણ તારીખ ૧ લી માહે જાનેવારી સને ૧૮૭૧ ને રોજ મીસ્તર જગજીવનદાસની જ ગ્યોએ નવા આવનાર માજીસ્ત્રેટને (ફુલપાવર મા જીસ્ત્રેટ મીસ્તર ફરનાનડીસ) ઇશ્વર ભુદરે અરજી કરી સા બિત કરી આપ્યું કે ચકુ વ્યભિચાર કરેછે તેથી તેણે આ હુકમ રદ કર્યો. તે ઉપરથી ચકુએ તારીખ ૧લી માહે જુલાઈ સને ૧૮૭૧ને રોજ જે હુકમ ઉપરથી તેનું ખો રાકી પોશાકી આપવાનું બંધ કર્યું હતું તે હુકમ ફરી તજ વીજમાં લેવા સારૂં જીલ્લા માજીસ્ત્રેટને અરજ કરી. જી લ્લા માજીસ્ત્રેટની નજરમાં આવ્યું કે જે હુકમ પ્રથમ થ એલો છે, તે ગેર કાયદેસર રીતે હાલના ફુલપાવર મા. જીસ્ત્રેટે રદ કર્યો છે, તેથી તેણે ફોજદારી કામ ચલાવવા ની રીતના કાયદાની કલમ ૪૩૪[1] પ્રમાણે આ મુકરદમાના કાગળો પોતાના નિચે લખેલા અભિપ્રાય સાથે હાઈકોરટમાં હુકમ સારૂં મોકલ્યા.

બેશક મારા અભિપ્રાયમાં આવેછે કે કલમ ૩૧૬

---

વાતનો બરોબર પૂરાવ થએથી તે સખસને પોતાની ઓ રેત અથવા બાળકના ગુજરાનને માટે દર મહિને એકંદર પ ચાસ રૂપૈઆથીવધારે નહીં એવુંલવાજમ આપવું.એવું ફર માવવાને ડિસ્ટ્રીકટનો માજીસ્ત્રેટ, અથવા ડિસ્ટ્રીકટના ભાગ નો માજીસ્ત્રેટ અથવા પેહેલા વર્ગનો માજીસ્ત્રેટ મુખ્તિયારછે, તે દર તે માજીસ્ત્રેટને યોગ્ય જણાયતેટલો ઠરાવવો.

૧ કલમ ૪૩૪ને બદલે નવા ફોજદારી કામ ચલા વવાની રીતના કાયદાની કલમ ૨૯૬ સમજવી.

કલમ ૨૯૬ પાને ૧૨ મેજુઓ—

ફક્ત અસલ અરજીઓને લાગુ પડેછે અને કલમ ૩૧૭[1] હુકમમાં ફેરફાર કરવાની રીતને લાગુ પડેછે.

હું એવું ધારી શકતો નથી કે ફેરફાર કરવામાં રદ કરવાનો સમાસ થતો નથી. ઘણું કરીને ફેરફાર કરવાને હદ બતાવેલી નથી.

હું ધારૂં છું કે કલમ ૩૧૭ જે માણસને ખોરાકી પોશાકી આપવાનો હુકમ કર્યો હોય, તેની સ્ત્રી અથવા છોકરાની હાલતમાં ફેરફાર થાય તેને લાગુ પડેછે. અને હાલના મુકરદમામાં આવો ફેરફાર નથી. ઓરત ખરાબ ચાલથી ચાલેછે તેથી આવો ફેરફાર થઈ શકતો નથી. કેમકે તેના ધણીએ તે આવી રીતે ચાલેછે એવી ફરિયાદ પેહેલાંથી કરેલી છે; પેહેલાંના હુકમ થયા પછી કાંઈ નવી હકીકત બની નથી.

---

[1] કલમ ૩૧૭ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૫૩૭ સમજાવી.

કલમ ૫૩૭—૫૩૬ મી કલમના ઠરાવો મુજબ કોઈ સખસને મોસવારી લવાજમ મળતું હશે, અથવા આપવાનો હુકમ થયો હશે, તે સખસે અરજી કરી હોય, અને સદરહું પ્રકારના સખસની, તેની ઓરતની અથવા તેનાં બાળકની હાલતમાં ફેરફાર થયોછે એ વાતનો પુરાવ થયો હોય તો હુકમ કરીને આગળ ઠરાવેલા લવાજમમાં પોતાને યોગ્ય જણાય, તે પ્રમાણે ફેરફાર કરવાનો અધિકાર માજીસ્ત્રેટને છે. પણ એકંદર રકમ દર માસે પચાસ રૂપીઆથી વધારે થવી નહી જોઇએ.

ખરી વાતછે કે પ્રથમનો હુકમ વ્યભિચારની સાબિતી નહિ હોવાથી કર્યો હતો અને વ્યભિચાર નવું કારણ છે. તેથી ઓરતની હાલતમાં ફેરફાર થયોછે. આ તકરાર વ્યાજબી નથી એવું હું કહી શકતો નથી. પણ તે બાબતની અરજી નામંજુર કરવાને હું પુરતી રીતે મળતો આવતો નથી.

પોતાની પેહેલાના માજીસ્ત્રેટે કરેલો હુકમ રદ કરવામાં ફુલપાવર માજીસ્ત્રેટ ગેર કાયદેસર વરતેલો મારી નજરમાં આવેછે.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૩૧૬ પ્રમાણે ધણીને પોતાની ઓરતની ઓરાકી પોશાકીને સારૂં નીમણોક કરાવી આપવાનો હુકમ કરયા પછી પોતાની ઓરત વ્યભિચાર કરેછે એવું સાબિત કરવાને તેને છુટછે, અને આવી સાબિતી થયા પછી સદરહું કલમ પ્રમાણે ફરમાવેલો હુકમ રદ કરવો એ માજીસ્ત્રેટને વાજબીછે.

---

## રાણી વિરૂદ્ધ કાશીનાથ દીનકર, ગોવીંદ નારાયણ અને સાઈ નારસાપા.

તોહોમતદારોને ખાનદેશ અને નાશકના ફુલપાવર* માજીસ્ત્રેટ મીસતર સી, બી, પ્રીચર્ડે હિંદુસ્થાનના ફોજદા

---

*ફુલપાવર માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

ની કાયદાની કલમ ૧૦૯‡ અને ૨૦૧✿ પ્રમાણે ગુન્હો બ ચોકે એમ જાણતા તથા માન્યા છતાં કાયદેસર શિક્ષામાંથી ગુન્હેગાર બચી જાય એવા ઈરાદાથી તે ગુન્હાના કૃત્યનો પૂરાવ ઉડાવવામાં તેઓએ મદદ કરી તેથી દરેક જણને અરાડ માસ સખ્ત મજુરી સાથે કેદ ભોગવવાનો હુકમ ઠર્યો હતો.

તોહોમતદારોએ ખાનદેશના સેશન જડજને અપી લકરી, કે જેણે તોહોમત અને શિક્ષા બહાલ રાખ્યાં.

---

‡ કલમ ૧૦૯—અગર કોઇ માણસ, કાંઇ ગુન્હામાં મદદગારી કરે, અને તે મદદગારી ઉપરથી તે મદદગારી કરેલું કામ કરવામાં આવે, અને તે મદદગારીની શિક્ષાને માટે આ કાયદામાં કાંઇ સાફ ઠરાવ કરેલો નહીં હોય, તો તે ગુન્હાને માટે ઠરાવેલી શિક્ષા તે માણસને કરવામાં આવશે,

✿કલમ ૨૦૧-કાંઇ ગુન્હો થયો છે એહેવું જાણીને અથવા એહેવું માનવાનું કારણ છતાં, જે માણસ તે ગુન્હેગારને કાયદા મુજબ થતી શિક્ષાથી બચાવવાના ઇરાદાથી તે ગુન્હો થયાનો કાંઈ પુરાવ ઉડાવે, અથવા એવા ઇરાદાથી જે માણસ પોતે ખોટી જાણતો અથવા માનતો હોય એવી કાંઇ ખબર તે ગુન્હા બાબત આપે તે માણસને, અગર જે ગુન્હો થયો હોય એહેવું તે જાણતો અથવા માનતો હોય, તે ગુન્હાને માટે મોતની શિક્ષા થઇ શકતી હોય તો, સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની સિક્ષા કરવામાં આવશે, અને વળી તે માણસ દંડને પણ લાયક થશે. અને જો તે ગુ

હાઈકોરટમાં અપીલ કરવા ઉપરથી આ મુકરદમા ના કાગળો મંગાવ્યા.

અપીલવાળાના બારીસ્ટરે તકરાર કરી કે નિચેના સબબો ઉપરથી તોહોમત કાયમ રહી શકતાં નથી.

૧લું માજીસ્ત્રેટે જે દફતર મોકલ્યુંછે. તે ઉપરથી મા લમ પડેછે કે, તોહોમતદારો ઉપર પુરાવ ઉપા વવાના કામમાં મદદગારી કર્યા બાબત મુકેલાં તોહોમત હોયતો, તે ગુન્હો તેમણે પંડેજ કર્યો છે; તેથી આ મુકરદમાને હિંદુસ્થાના ફોજદારી કાયદાની કલમ ૨૦૧ લાગુ પડતી નથી.

૨જું ગુન્હાની મદદગારી જો કંઈ હોયતો નાશક જી- લ્લામાં થએલીછે; જ્યાંના માજીસ્ત્રેટે તે મુકરદમો ચુકવ્યો તેને અધિકાર નહોતો.

૩જું તોહોમતદારોની કબુલત ઉપરથીજ તેમને ગુન્હે- ગાર ઠરાવ્યાછે; જે કબુલત તેઓની પાસે જુલ

---

ન્હાને માટે જીવતા સુધી સમુદ્રપારની અથવા દશ વર્ષ સુધીની કેદની શિક્ષા થઈ શકતી હોય, તો તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદ ની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે માણસ દંડ ને પણ લાયક થશે, અને જો તે ગુન્હાને માટે દશ વરસ થી ઓછી મુદતની કેદની શિક્ષા થઈ શકતી હોય, તો તે માણસને તે ગુન્હાને માટે ઠરાવેલા પ્રકારની તથા તે ગુ ન્હાને માટે કેદની ઘણામાં ઘણી જે મુદત ઠરાવી હોય તે હેની પા મુદત સુધીની કેદની ; અથવા દંડની અથવા બે બંનેની શિક્ષા કરવામાં આવશે.

મથી લેવામાં આવીછે. સેસન જડજને આવા જુલમની તપાસ કરવાને ઘટતી મુદતસર અરજ કરવામાંઆવ્યા છતાં' આવા કેવાયલા, જુલમની તપાસ કરવાને તેણે ના પાડી.

સને ૧૮૬૯ની શાલમાં ખાનદેશ જીલામાં દુકાળ પડેલો સબબ લોકોને તે દુખથી છોડવવાને સારૂં પબલીક વર્કસ ખાતાની નિયેમાની નીચે કેટલુક કામ થતું હતું તે કામમાં તેઓએ કપટ કર્યું તેથી આ તપાસ થયેલાછે.

કલમ ૨૦૧ અને તેની પછીની બે કલમો નીચે લખેલા શબ્દોથી શરૂ થાયછે. આવી રીતે "કોઈ પણ ગુન્હો થયોછે એવું જાણ્યા તથા માન્યા છતાં" પણ ગુન્હેગારે ગુન્હો કર્યો હોય તેની ખબર સરકારને કરે એવી તેની ફરજ છે એવો કોઈ પણ કાયદો નથી. તે ખુલું છે કે કલમ ૨૦૨* અને ૨૦૩‡ જે માણસે તેવો ગુન્હો

---

*કલમ ૨૦૨ જે ગુન્હા બાબતની કાંઈ ખબર આપવાની જે માણસની કાયદા પ્રમાણે ફરજ, હોય, તે માણસ તે ગુન્હો થયોછે એવું જાણીને અથવા એવું માનવાનું તેને કારણ છતાં, તે ખબર આપવામાં કસુર કરે, તો ત માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંની ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

‡કલમ ૨૦૩ કોઈ ગુન્હો થયોછે એવું જાણીને અથવા એવું માનવાનું કારણ છતાં, તે ગુન્હા બાબત પોતે ખોટી જાણતો અથવા માનતો હોય, એવી કાંઈ ખબર જે માણસ આપે, તેને બે વરસની મુદત સુધીની

કર્યા હોય તેને લાગુ પડાતી નથી. એટલે "તે જાણતા હોય કે મેં ફલાણો ગુન્હો કર્યા," અને અમો ધારીએ છીએ કે કલમ ૨૦૧ નો અરથ પણ તેવીજ રીતે થાયછે: અને કલમ ૨૦૧ ની કલમમાં આપેલા દ્રષ્ટાંત* ઉપરથી એમ માલમ પડેછે કે, કાયદો માત્ર ગુન્હા કરનારા શિવાય સખસને લાગુ પડેછે, તે માટે અમારા અભિપ્રાયમાં આવેછે કે તોહોમતદારે પોતાના મેળે જાણ્યાં તથા માન્યા છતાં મદદગારી કર્યાનું તોહોમત કરેલું છે તે ગેર કાયદેસીર છે.

આ પ્રમાણે છે તો આ સંબંધી તજવીજની બાબતમાં જે બીજા ગુન્હાના તેઓ ગુન્હેગાર થાય અથવા થઈ શકે, તે બાબતમાં ગુન્હેગારનો ગુન્હો સાબિત કરવાને સારૂં દફતરે કાંઈ પુરાવ છે કે નહીં. એટલુંજ પુરાવમાં આપણે જોવું જોઈએ. મુકરદમાના કાગળો વાચવા ઉપરથી મલમ પડેછે કે કાશીનાથને છોડવાનો હુકમ કરવા શીવાય બીજો કાંઈ પણ રસ્તો જાણાતો નથી. કપટનું અયુક્ત કરયાનું ગુન્હેગાર ઉપર તોહોમત કાયમ રાખવાને સીતારામ અને બીજા સાક્ષીનો પુરાવ બીલકુલ પુરતો નથી. બીજા બે ગુન્હેગાર ઉપરનો કેસ જુદી તરે

---

એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા બંનેની શિક્ષા કરવામાં આવશે.

*બ એ ખુ ા કરયુંછે એવું જાણીને બ ને શિક્ષાથી બચાવવાના ઈરાદાથી બાસ સંતાડવામાં બ ને અ મદદ કરે, તો સાત વર્ષની બેમાંના ગમે તે પ્રકારની કેદને તથા દંડને પણ અ લાયક થાયછે.

હનો છે. તેઓએ જુદી જુદી જાતનું અમુક કપટ કર્યું તે બાબત તેઓએ માજીસ્ત્રેટની રૂબરૂની તપાસમાં ખુલી રીતે કબુલાત આપેલી દફતરમાં દાખલ છે. પણ ગોવીંદ નારાયણ અને સાઈ નારઆપા પાસે ગુન્હો કબુલ કરાવવામાં ગેરવ્યાજબી સતા વાપરવામાં આવી છે તે વિશે તકરારમાં ઘણું કહેલું છે. આ કબુલાત કરાવવાને માટે તપાસ કરનાર માજીસ્ત્રેટની મંજુરીથી અને તેની રૂબરૂ ખાતરી અને ગેરવ્યાજબી ઉપાયો કરવામાં આવ્યા હતા તે નકી કરવાને સારૂં કેદીઓના બારીસ્ટરે બરેબાત આ નાકાની કરી નહોતી અને પછીથી તેઓના વકીલ સાથે કેદીઓને સ્વતંત્ર રીતે વાત ચીત કરવાને ગનાઈ કરી. અધિકારની ગેર વર્તણુકની આ સઘળી હકીકત અપીલ સાંભળતી વખતે સેસન જડજને કાગળમાં લખીને આપવા માંડી પણ સેસન જડજે તે લેવાને ના પાડી.

મીસ્તર હોબાર્ટ તેના ઠરાવમાં લખેછે કે, વકીલે બએલી હકીકતની મતલબ કેહેવા ના પાડ્યાથી તેની બએલી હકીકત લીધી નહીં "આવી જાતનું બખાણ વકીલ પાસેથી લેવાને પોતાની ફરજના રીવાજથી ઉલટુ હતું."

એહેવું કેહેવામાં આવ્યું છે કે દસ્તાવેજની મતલબની સેસન જડજને માહીતી હતી, પણ મુકદમાની હકીકત જોતાં તેને માહીતી હતી કે નહીં. પણ મીસ્તર પ્રીચર્ડ તપાસ કરનાર અધિકારી તેમજ ફરીઆદી હતો તેથી સેશન જડજે તે લેવાને ના પાડવામાં ગંભીર વિચાર કર્યો છે એમ અમો ધારતા નથી.

તો પણ કામનું રૂપ જોતાં અપીલનો આખર નિકાલ કરવાને માટે જે બીનાઓ ઉપરથી કબુલત થઈછે તે બીનાઓની તપાસ કરી તેનો રીપોર્ટ કરવાની ખરેખરી જરૂરિઆતછે. સેશન જડજને તે માટે હુકમ કરવામાં આવેછે કે સદરહું બે ગુન્હેગારોને બોલાવી, તેઓના ઉપર ગેરવાજબી સતા વાપર્યાની પુરે પુરે હકીકત સોગન ઉપર લેઈ, તેઓની અરજીની સંપુર્ણ રીતે તપાસ કરી તપાસની વખતસર ખબર સરકારી વકીલને આપ્યા પછી અને પુરાવ દાખલ કર્યા પછી તેના ઉપર પોતાનો અભિપ્રાય લખી આ કોરટમાં મોકલવો.

સદરહુ ઠરાવમાં ફરમાવ્યા અનુવયે ઓનરએબલ મીસ્તર હોબર્ઠ કેદી ઉપર જુલમ વાપરવામાં આવેલો તે બાબતની તપાસ કરી. મીસ્તર પ્રીચર્ડ, માજીસ્ટ્રેટ કે જેણે પ્રથમ મુકદ્દમાની તજવીજ કીધી હતી, પણ જેને સરકારે પબલીક વર્કસ ખાતામાં કેટલાંક કપટ થયેલાં કેહેવામાં આવેલાં તે શોધી કાહાડવાનું કામ સોંપેલું તેને ૪ ૧ કોરટના ઠરાવમાં ફરમાવ્યા પ્રમાણે મીસ્તર આશબરનરે (ખાનદેશના જીલ્લા માજીસ્ટ્રેટ) તપાસની વખતે પબલીક પ્રોસીક્યુટર નીમ્યો હતો.

કેદીઓની સોગન ઉપર જુબાની લીધી, અને તેઓએ પોતાની ઉપર પોલીસે કેટલાક કહેવામાં આવેલાં જુલમનાં કામો કરેલાં તે લખાવ્યાં. તેઓની જુબાનીઓને પુષ્ટી આપવાને સારૂ કેટલાક શાહેદો બોલાવવામાં આવ્યા હતા.

કેદીઓની તરફનું કામ પૂરૂં થયા પછી, પણ સરકાર તરફના સાક્ષીઓને તપાસતાં પહેલાં મીસ્તર પ્રીચર્ડ

ની અરજ ઉપરથી કેદીઓના તરફના કેટલાક શાહેદોને તપાસવામાં આવ્યા હતા, તે પઈકી કેટલાક શાહેદો ઉપર જુઠી પ્રતીજ્ઞાનું કામ ચલાવવાને સેસન જડજે ફરિયાદીને રજા આપી. તપાસ પુરી થતાં સુધીમાં આ શાહેદો પૈકી એક સાહેદ ઊપર કામ ચાલ્યું પણ તે છુટી ગયો.

તપાસની આખરે સેસન જડજે પોતાના અભિપ્રાય સાથે હાઇ કોરટમાં રિપોર્ટ કરવા ઉપરથી ઠરાવવામાં આવ્યું જે—

કેદીઓએ કબુલત આપતાં પેહેલાં જે સવાલો તેઓને પુછવામાં આવે, અગર નહીઆવે તેઓના જવાબ આપવા તે તેઓની મરજી ઉપર છે એવી ચેતવણી આપવામાં આવી હતી તે વાત જે માજીસ્ત્રેટે કેદીની તપાસ કરી હતી તેના દફતરના પુરાવા ઉપરથી સાચી જણાયા તો અપીલમાં આવી ચેતવણી આપવામાં આવી હતી એવું માનવાને બસ છે. એ કબુલત તોહોમત વાળાએ પ્રથમના અમેલા જુલમને લીધે અથવા બીજા એવા હલકા ઉપાયને લીધે આપેલી નથી એવું બતાવવાની જરૂર નથી.

જે માજીસ્ત્રેટે મુકરદમો ચુકવ્યો તે માજીસ્ત્રેટની આગળ તોહોમતદારે કબુલત એવી બીનાઓ અન્વયે આપેલી કે તે દાખલ થઈ શકે નહીં. અને પુરાવમાં તેને હલકી ગણાય એવી રીતે આપીલમાં સેસન જડજની આગળ નિયમીત અને વ્યાજબી હકીકત બતાવી હોય, તો તે ઉપર સેસનજડજે વ્યાજબી ધ્યાન આપવું, અને તેની તપાસ કરવી. આવી તપાસ કરવાનું ના પાડવામાં સેસનજડજે કાયદાની, તથા રીવાજની મોટી ભુલ કરેલી છે.

તપાસની દરમીયાન ફરિયાદીને સેસન જડજે કેદીઓ ની તરફના શાહેદો ઉપર જુઠી પ્રતીજ્ઞાનું કામ ચલાવવાને રજા આપી તે બાબત હાઈ કોરટ ધારે છે કે આ કામ ગેર સારસ્તછે, અને તજવીજ બુલી કરી નાખેછે.

જે માજીસ્ત્રેટે પેહેલાં તોહોમતદારોની તજવીજ કરી તેમનેગુન્હેગાર ઠરાવેલા તે માજીસ્ત્રેટના તે મુકરદમામાં પ છાચા તપાસ ચલાવવાને સરકાર તરફથી પ્રોસીકયુટર ત રીકેની નામણુક કરવી તે હરકત કરતા અને રીવાજથી ઉનટીછે.

જે મુકરદમા પોતે ચલાવે તે મુકરદમામાં પોતાને સ્વાર્થ ન હોય તેવાજ સખસને સરકારી વકીલ નામવો.

જે પોલીસ કામદારના હવાલામાં આવા કેદીઓ હો ય, તે પોલીસ અમલદારના સાંભળ્યા શીવાય કેદીઓને ત ઓના વકીલ સાથે ખુલી રીતે વાત ચીત કરવા દેવી

જે માજીસ્ત્રેટના ફેંસલા ઉપરની અપીલ ચાલતી હો ય, અથવા ફરિયાદીનું કામ ચલાવવામાં જે સખસને ના મ્યો હોય તે સખસને, અથવા જે મુકરદમાગાં સંબંધવાળા પોલીસ અગલદાર હોય તેઓ જે જડજ કેદીઓની અપીલ ચુકવતોહોય તેની પાસે બેંચ ઉપર બેસે અથવા તેની સાથે કોરટમાં ખાનગી વાત ચીત કરે તે વ્યાજબી નથી.
જે માજીસ્ત્રેટે તોહોમતદારને ગુન્હેગાર ઠરાવ્યો હોય તે માજીસ્ત્રેટ પાસેથી મુકરદમા સંબંધી કાંઈ પણ હકીકત નકી કરવા અપીલનો જડજ ઇચ્છતો હોય તો તેણે જે પ્રમાણે સાધારણ શાહેદની જુબાની સોગન ઉપર લેવામાં આવે છે તે પ્રમાણે માજીસ્ત્રેટની પણ લેવી.

## રાણી વિરૂદ્ધ ઈશાપા બીન બાસાપા

### તારીખ ૨૩ મી માહે નવેમ્બર.

ડામબાલ તાલુકામાં લાકુંડી નામના નાના ગામમાં દેવીની ભકતીને સારૂં વરશો વરશ મેળો ભરાતો. જેનો ર થ તે વખતે ગામના લોકો ખેંચતા, અને મોહોલે મોહોલે ફેરવતા. એક નાની ટોળી જે હાલમાં ગામમાં ઉભી થયે લી હતી, અને તોહોમતદાર તરીકે ઓલખાતી હતી તેમ ણે હમેશાંને રસ્તે થઈને વરઘોડાને જતાં અટકાવ કર વાથી સબાર્ડિનેટ[1] માજીસ્રેટે તે બાબતની તપાસ કી ધી. અને જીલ્લા માજીસ્રેટને લખીતવાર ખબર મોકલી, કે જો મેળો ભરાશે અને કાંઈ સાવચેતી લેવામાં નહી આવે તો તોહોમતદાર નકી સુલેહનો ભંગ કરશે.

આ રિપોર્ટ આવવા ઉપરથી જીલ્લા માજીસ્રેટે તોહોમ તદારોએ સુલેહ રાખવાના મુચલકા શા વાસ્તે નહીં લ ખી આપવા તેનું કારણ બતાવવાને સારૂં સમનો મોકલ્યા. નિમેલ દિવસે તોહોમતદારો જીલ્લા માજીસ્રેટની રૂબરૂ હા જર થયા. જેણે સબાર્ડિનેટ માજીસ્રેટનો રિપોર્ટ દાખલ કરી, અને એ બાબત કાંઈ પણ વધારે પુરાવ લીધા શિ વાય દરેક તોહોમતદારને મુચલકા લખી આપવાનો અ ને દરેક જણને રૂ૧૦૦ના બે જમાન આપવાનો હુકમ કરયો

સેસન જડજ કે જેની રૂબરૂ આ મુકરદમો અપીલ

---

૧ સબોર્ડિનેટ માજીસ્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે બીજા અને ત્રી જા વરગના માજીસ્રેટ સમજવા.

માં આવ્યો તેણે આ જામીન લેવાનો હુકમ તદન માજી સ્ટ્રેટના અખ્તિયાર પૈકીનો છે, એવું સગજી વચ્ચે પડવાની નાકહી.

હાઇ કોરટમાં અપીલ કરવાથી એવું ઠરાવવામાં આવ્યું જે સદરહું મુકરદમામાં રિપોર્ટ અને પ્રોસીડીંગ મંગાવવાની વિલંબ થવાને લીધે જે મુદતને વાસ્તે જામીનગીરી લીધી હતી તે મુદત વીતી ગઇ. પણ કોરટની નજરમાં જીલ્લા માજીસ્ટ્રેટના વર્તણુક ગેર કાયદેસર માલમ પડે છે. તેથી હવે પછી અમલમાં લાવવા સારૂં તે વિશે અભિપ્રાય આપવો જણાયછે. જે વખતે પક્ષકારો તેની(જીલ્લા માજીસ્ટ્રેટ) રૂબરૂ હાજર થએલા તે વખતે તેણે કંઇ પણ પુરાવ દાખલ કરેલો નહીં. પણ સબોર્ડિનેટ માજીસ્ટ્રેટે રિપોર્ટમાં સુલેહનો ભંગ થવાનું જણાવ્યું હતું તેથી (જીલ્લા માજીસ્ટ્રેટ) પોતાની મેળે સંતોષ થયેલો. હવે જો આ ભરોસો રાખવા લાયક માહીતીનો રિપોર્ટ છે કે જેથી કરીને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૮૦¹ પ્રમાણે તે પક્ષકારને હાજર થઇ કારણ બ-

---

૧ કલમ ૨૮૦ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૮૯ સમજવી.

કલમ ૪૮૯—જ્યારે કોઇ માણસની ઉપર હંગામો, હુમલો, કે બીજો સુલેહનો ભંગ કરવાનું, અથવા તેમાં ગદદગાગી કરવાનું, અથવા હથીયારવાળાં માણસોને એકઠાં કરવાનું, અથવા તેમ કરવાના સાફ ઇરાદાથી કાયદા વિરૂધ બીજા ઉપાયો કરવાનું તોહોમત મુકયું હોય તે તોહોમતની ઉપર કોઇ સેસન કોરટની આગળ અથવા ડિસ્ત્રિ-

નાવવું એ જ્યારે પક્ષકારો પોતાની કોરટમાં હાજર થશે ત્યારે તેઓને સુલેહનો ભંગ કરવાનો સંભવ છે એમ અનુમાન કરવાનો પુરાવ નથી.

કલમ ૨૮૭‡ તથા ૨૮૮* પ્રમાણે ન્યાય સંબંધી

---

ફટના ભાગના માજીસ્ત્રેટની આગળ અથવા ૧ લા વર્ગના માજીસ્ત્રેટની આગળ સાબિત થાય, અને જે કોરટે અથવા માજીસ્ત્રેટે તે સખસની ઉપરતે ગુન્હો ઠરાવ્યો હોય અથવા જે કોરટ અથવા માજીસ્ત્રેટ તે કામમાં શિક્ષાનો છેલો ઠરાવ અથવા હુકમ કરે તે કોરટ અથવા માજીસ્ત્રેટના અભિપ્રાયમાં એમ આવે કે સુલેહ રાખવા સારૂં તે સખસની પાસે મુચલકો લખાવી લેવો વ્યાજબી તથ જરૂર છે.

ત્યારે તે મુકરદમામાં બીજો કાંઇ હુકમ થયો હોય તેની સાથે તે કોરટ અથવા માજીસ્ત્રેટ એવું ફરમાવવાને મુખત્યાર છે કે જે સખસની ઉપર ગુન્હો ઠર્યો છે તે સખસે આટલી રકમનો તથા આટલી મુદ્દત સુધી સુલેહ રાખવાની કાયદા મુજબ એક કબુલાત લખી આપવી. તે રકમ જે ઠરાવવી તે સખસની હાલત તથા મુકરદમાની કેફિયત પર નજર કરતાં યોગ્ય જણાય તેટલી ઠરાવવી. અને મુદત જે ઠરાવવી, તે પ્રત્યેક કામમાં જેટલી યોગ્ય જણાય, તેટલી ઠરાવવી. પણ અગર તે શિક્ષાનો ઠરાવ અથવા હુકમ કોઇ માજીસ્ત્રેટે કર્યો હોય તો તે મુદત એક વ[illegible] વધારે ન હોવી જોઇએ.

‡-* કલમ ૨૮૭ તથા ૨૮૮ ને બદલે નવા ફોજદારી કાયદાની કલમ ૪૯૬ તથા ૪૯૭ સમજવી

પ્રોસીડીંગ જોઇએ. એટલે પુરાવ દાખલ કરવો જોઈએ. અને પુરાવ નહીં મલેતો જામીન મંગાય નહીં.



રાણી વિરૂધ્ધ ચીમા.

તારીખ ૬ઠી માહે જુલાઇ

તોહોમતદારણ ચીમાની થાણા જીલ્લાના સેશન જડજ મીસ્તર ફોગલને તપાસ કરી ખુન કરવાની કોશીશ કર્યાની ગુન્હેગાર ઠેરવી હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૩૦૭* પ્રમાણે સાત વર્ષ સખતમજુરી સાથે કેદની શિક્ષા કરી હતી.

---

કલમ ૪૯૬ જે સખસની વિરૂધ્ધ ખબર આપવામાં આવી હોયતે સખસને તે હાજર થાય ત્યારે અથવા તેને મુખ્તિયારની મારફતે હાજર થવાની પરવાનગી આપી હોયતો તેનો મુખત્યાર હાજર થાય ત્યારે સુલેહ રાખવા સારૂં તે સખસની પાસે ખત લખાવી લેવાની જરૂર છે એ પ્રમાણે, અગરતે માજીસ્રેટના ખાતરીન થાયતો તેને છોડી મુકવાનો તેણે હુકમ કરવો.

કલમ ૪૯૭. અગર તે માજીસ્રેટની ખાતરી થાય, કે સુલેહ રાખવા સારૂં તે સખસ પાસે જામીન સાથે, અથવા વગર જામીને એક ખત લખાવી લેવાની-જરૂર છે તો, તેણે તે મુજબ હુકમ કરવો. અને અગર તે સખસ તે, હુકમ મુજબ કરવામાં કસુર કરેતો તે પ્રમાણે ખત લખી આપે ત્યાં સુધી તેને આસાન કેદમાં રાખવા બાબત હુકમ કરવાને માજીસ્રેટ મુખત્યાર છે.

*કલમ ૩૦૭ પાને ૬૧ મે જુઓ.

સેસન જડજના નાચેના ઈતેખાબ ઉપરથી મુકર દમાની હકીકત પુરતી રીતે માલમ પડશે.'

આ મુકરદમામાં પોલીસના ચીફ કોનસ્ટેબલ શેખ અમીરને ખબર મળવા ઉપરથા તે તોહોમતદાર સખ સો (ચીમા અને તેની મા જાનકી) નું ઘર જોવા તારી ખ ૨૫મી માહે મારચના બપોરને રોજ ગયો. ઘરમાં થી જે માલમ પડે તેના સાક્ષિ સારૂં પાંચ કોનસ્ટેબલો, તથા પાંચ હીંદુ સખસો તેની સાથે હતા.

બારણાં બંધ હતાં, અને ઘણીવાર સુધી બુમ પા ડયા છતાં ઉઘડ્યાં નહીં. છેલી વારે નંબર ૨ની કેદીપ ણ જાનકીએ ઉઘાડયાં.

સદરહું માણસો પેહેલે માળ ગયા, જ્યાં આગળ તેઓએ પેહેલા નંબરની તોહોમતવાળી ચીમાને જમીન ઉપર સુતેલી જોઈ. કેટલીકવાર સુધી આનાકાની કર્યા પ છી તેણીએ કબુલ કર્યું કે, બીજે માળ છોકરાને જણ્યું છે. અને તે (છોકરૂં) ત્યાં માલમ પડ્યું. પંચાયત અને બે કોનસ્ટેબલો જાનકી સાથે ઉપર ગયા. રાંધવાનું વાસણ, અને એક લુગડાવાળી ગાસડી લેઈ તેઓ પા- છા આવ્યા. લુગડુ ઉકેલી જોયું તેમાં તુરતનું નવું જન્મે લું બાળક હતું. અને તેને જનમ્યા પછી નવરાવેલું નોહો તું, અને તેની નાડ વધેરેલી નોહોતી. ચીફ કોનસ્ટેબલે ખ બયરી ઉરી, અને કાશી (સાક્ષિઆણી નંબર ૪ અને ૫) ને બોલાવી હતી. ઉરીએ બાળકના મોંમાં દુધ ની ચોવવા માંડ્યું; અને નીચોવતાંની દરમીયાન સદરહું બા- ળકના મોંમાં તેજ લુગડાનો કડકો સખ્ત રીતે વાળીને

સો વશા ઘાલેલા હશે.કાશીએ નાડ વધેરી. છોકરૂં આ શરે ત્રણ અઠવાડીયાં જીવી જાણ્યા પ્રમાણે સ્વભાવીક કારણને લીધે મરણ પામ્યું.

તોહોમતદારણ્યોમા આ બધી હકીકતો કબુલ કરેછે. પણ છોકરાને મારવાના ઈરાદા શિવાય લુગડામાં થોડી વખતને સારૂં રાખ્યું હતું. અને વીંટાળેલા લુગડાનો કડકો અકસ્માતથી છોકરાના મોંમાં આવ્યો હશે એવું મનાવવાની કોરટને તે ઈચ્છા રાખેછે.

તકરાર કરવામાં આવે છે કે જો તોહોમતદારણ ઓમાને છોકરાને મારવાની ઈચ્છા હોત તો તે, ગળામાં મુંઠી દેત અને આ પ્રમાણે તેણીને તસ્દી લેવાની જરૂર નો હોતી. આનો જુવાબ એટલોજ છે કે, જે યુકિત તેણીએ કરી તે બીજી યુકિત કરતાં વધારે સારી હતી.જેવખતે પોલીસને છોકરૂં માલમ પડયું તે વખતે માલમ પડયું ન હોત તો તેનાઉપર જુલમનાં નિશાનો શિવાય તે જલદીથી મરીગયું હોત.સોવશા તોહોમતદારણ્યોગાના મનમાં સ્વતંત્ર જુલમથી મારવા કરતાં છોકરાને મરવા દેવું પસંદ હતું. કાંઈપણ શક ન રેહેતાં મને માલમ પડેછે કે, તોહોમતદારણ નંબર ૧ની ઓમાએ છોકરાને મારવા સારૂં બનતા પ્રયત્ન કર્યા. નંબર ૨ની તોહોમતદારણ તેની મા જાનકીએ આ ગુન્હામાં મદદગારી કરી એ બાબત મારો શક રેહેછે. પણ તેને ગુન્હેગાર ઠરાવવામાં પુરતી સાબિતી નથી. જયાં આગળથી છોકરૂં માલમ પડયું, તે જગ્યા તેણીએ બતાવી. પણ ઓમાએ તે છોકરૂં ઉપલે માળછે એવું કહ્યા પછી તેણીએ કહ્યું તે માટે તેને છોડવી જોઈએ.

સદરહું ગુન્હાની તપાસ ત્રણ આસેસરોની મદદથી કરવામાં આવી હતી. જેઓ ચીમાના ગુન્હા વિશે સેસન જડજના અભિપ્રાયથી જુદા પડયા.

સદરહું મુકરદમામાં સેસન જડજના ઠરાવ અને શિક્ષા ઉપર ચીમાએ હાઈકોરટમાં અપીલ કરવાથી ઠરાવવામાં આવ્યું જે, કેદીઆણ ચીમાના ઉપર જે ભયંકર તોહોમત મુકીને તેણીને ગુન્હેગાર ઠરાવી છે તે કાયમ રેહેવાને આ મુકરદમામાં પુરાવ છેક પુરતો નથી. તે ખુલું છે કે, પોલીસે ઘરનાં અંદરનાં બારણાં બંધ દીઠાં, અને જ્યારે તેઓ આવ્યા ત્યારે ખડકાવ્યાં; અને ચીમાને તરતજ છોકરૂં જન્મેલું હતું. બારણાં વીસ મીનીટ સુધી ઉઘાડવામાં આવ્યાં નોહોતાં. આવી હકીકત ઉપરથી આ સેસરોએ જે વિચાર લીધોછે તે ઘણોજ અકલવાળો છે. તે એ છે કે અજાણ્યા માણસોનું ટોળું જબરજસ્તીથી ઘરમાં પેસવાથી એકાએક બીક અને ગભરાટને લીધે ચીમા અને તેની માએ છોકરાને લુગડામાં વીટાળેલું. અને માત્ર લોકોની નજર તે ઉપર ના પડે એટલાજ ઇરાદાથી તેના ઉપર વાસણ ઢાંકયું. છોકરાના મોંમાં જે લુગડાનો કકડો માલમ પડયો તે ખુન કરવાના ઇરાદા શિવાય માત્ર તેના રોવાથી લોકોને જાણ ન પડે તેટલા માટે તેમ કર્યો હશે. ચીમા ઉપર તોહોમત અને શિક્ષા ઠરાવવામાં આવીછે તે, કોરટ રદ કરેછે અને તેણીને છોડવાનો હુકમ કરેછે.



## રાણી વિરૂદ્ધ કાશીનાથ બચાજી બાગલ.

તારીખ ૩૧મી માહે ઓગષ્ટ.

થાણાના આકટીંગ આસીસ્ટન્ટ સેસન જડજ મી સ્ટ્રેઅીરટે તોહોમતદાર કાશીનાથ બચાજી બાગલને હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૯૯ પ્રમાણે આબરૂ લીધાનો ગુન્હેગાર ઠરાવી રૂપીઆ ૨૦૦ દંડ, અથવા તે ના આપે તો ત્રણ માસ આસાન કેદ ભોગવવાની શિક્ષા કરી હતી. કાશીનાથે દંડ ભર્યો હતો.

આસીસ્ટન્ટ સેસન જડજના ઠરાવ ઉપર તોહોમતદાર કાશીનાથ બચાજીએ હાઈકોરટમાં અપીલ કરવા ઉપરથી ઠરાવવામાં આવ્યું જે એક બ્રામણે બ્રામણની મંડળી સંબંધી અને પોતાના ધર્મના કાયદા સંબંધી બાબતનો ફેંસલો મેળવવાના ઇરાદાથી પડોશીના બ્રામણની ટોળીને એક બ્રામણે લખેલો કાગળ, જો શુધ્ધ બુધ્ધિથી લખ્યો હોય તો હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૯૯ના અપવાદ (૮† અને ૧૦§) માં સમાસ

† આઠમો અપવાદ—કોઈપણ સખસની ઉપર તોહોમતની બાબતમાં, તે સખસની ઉપર જે સખસોના કાયદા પ્રમાણે અખ્તિયાર હોય તે સખસોમાંના કોઇપણ સખસની આગળ શુધ્ધ બુધ્ધિથી કાંઇ તોહોમત મુકવું, એ આબરૂ લેવીછે એમ સમજવું નહીં.

§ દસમો અપવાદ—ફલાણાથી હોશિયાર રેહે જે એવી સુચના શુધ્ધ બુધ્ધિથી કોઇ સખસને આપવી, એ આબરૂ લેવી ગણાય નહીં. પણ ક્યારે કે જે સખસને તે સના આપી હોય તે સખસનો, અથવા જે સખસની

થાયછે.

---

સાથે તેનો સંબંધ હોય એવા કોઈ સખસનો ફાયદો થાય એવા ઇરાદાથી, અથવા લોક કલ્યાણના ઇરાદાથી તે સુચના કરી હોય તો.



# વોલ્યુમ ૯.

## રાણી વિરૂદ્ધ લખમા ચાંગો.

તારીખ ૧૧મી માહે જાનેવારી સને ૧૮૭૨.

તારીખ ૬ઠી માહે ઓકટોબર સને ૧૮૭૧ને રોજ થાણાના ફુલપાવરડ્ માજીસ્ટ્રેટ મીસ્તર કુંવરજી કાવસજીએ મુંબાઇના સને ૧૮૬૭ ના આકટ ૭ની કલમ ૨૯[૨] પ્રમાણે, એક લખમા ચાંગોને થાણાના ડિસ્ત્રિકટ પોલીસ સુપરઇનટેંડેંટ તેજ કાયદાની કલમ૨૭[૩]ના ઠરાવો અન્વયે

---

૧ ફુલપાવર માજીસ્ટ્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ સમજવા.

૨ કલમ ૨૯—ઉપરની છેલી બે કલમો પ્રમાણે આપેલા હુકમને જે માણસ હરકત કરશે, અથવા નહીં માનશે તે માણસ સદરહું હુકમ આ આકટની ૨૭ મી કલમ પ્રમાણે કર્યો હશે તો ત વાત તેની ઉપર માજીસ્ટ્રેટની આગળ સાબિત થયા પછી બસેં રૂપૈયા સુધી દંડને લાયક થશે. અને દંડ નહીં આપશે તો ઘણામાં ઘણા છ મહીના સુધી બેમાંના ગમે તે પ્રકારની કેદની સજાને લાયક થશે.

૩ કલમ ૨૭—સાર્વજનીક રસ્તાગાં અથવા ગલીમાં અથવા રાહાદારી બીજી જગ્યાએ લોકો એકઠા થાય તો તેઓએ શી રીતે એકઠા થવું, અને એકઠા થઇને જાય, ત્યારે શી રીતે એકઠા થઇને જવું, (તથા વરઘોડા

જાહેરનામું કરેલું તેનું અમાન્ય કર્યાનો ગુન્હેગાર ઠરી તે ને (લખમા) રૂપીઆ પાંચ દંડ, અથવા તે ના આપે તો બે દીવસ આસાન કેદની શિક્ષા કરી હતી.

મુકરદમામાં દાખલ કરેલા પુરાવ ઉપરથી માલમ પડેછે કે, સને ૧૮૬૭ના મુંબઈના આક્ટ ૭ પ્રમાણે જીલ્લાના પોલીસ સુપરઈનટેંડેંટે પ્રસિધ કરેલા હુકમ તોડી તોહોમતદાર લખમા આંગાએ પોતાના ઘરમાં ૨૭ અથવા ૨૮ માણસો એકઠા કરી મુકરર કરેલા કલાકની ઉપરાંત બંધન થાય એવી રીતે અને જુસ્સાથી દેશી વાજંત વગડાવ્યાં.

માજીસ્ત્રેટનું માહે અકટોબર સને ૧૮૭૧ નું માસીક ફોજદારી પત્રક તપાસ્યા ઉપરથી તોહોમત અને શિક્ષા કાયદેસર કરવામાં આવીછે કે નહીં એ બાબતનો વિચાર કરવાને સારૂ હાઈકોરટે કામના કાગળો મંગાવ્યા.

ઠરાવવામાં આવ્યું જે લખમા આંગા ઉપરનું તોહોમત અને શિક્ષા એવા સબબ ઉપરથી રદ કરવામાં આવેછે કે, મુંબઈના સને ૧૮૬૭ ના આક્ટ ૭ ની કલમ ૨૭ પ્રમાણે ખાનગી મકાનમાં વગાડવાનું મનાઈ કરવાનો પોલીસને અધિકાર નથી.

---

વગેરે શી રીતે કાહાડવા) તે બાબત કામ પડે ત્યારે હુકમ કરવાનો અધિકાર અને વરઘોડા વગેરે કયે રસ્તે અને કઈ વખતે લઈ જવા તે ઠરાવવાનો અધિકાર પોલીસના ડિસ્ત્રિકટ સુપરઈનટેંડેંટને તથા આસીસ્ટન્ટ ડિસ્ત્રિકટ સુપરઈનટેંડેંટને છે. વાર તેહેવારને દાહાડે અથવા ધર્મ સંબંધી ક્રિયાને પ્રસંગે ગામના રસ્તામાં વાજાં વગાડવા દેવા બાબત નિયમ ઠરાવવનો અધિકાર પણ તેઓને છે.

## રાણી વિરૂદ્ધ જેમ્સ હેસટીંગ્સ.

તારીખ ૨૦ મી માહે જાનેવારી.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૭૬[1] પ્રમાણે કાહાડવામાં આવેલા વારંટ ઉપર સીલ કરવી જોઇએ. અને તે અન્વયે જે સખસને પકડવો હોય તેનું કારણસર વિસ્તારતા વિષે વર્ણન કરવું જોઇએ, કે તેથી તેને ઓળખવા વિષે કંઇ પણ મુશ્કલી રેહે નહીં. અને તે ક્યા માજીસ્ત્રેટે કાહાડ્યું તેનો પુરેપુરો હોદાનો ખીતાબ અને નામ લખવું.

વારંટમાં ઉપર બતાવેલી બાબી હકીકતોની અપૂર્ણતા હતી તેથી હાઇકોર્ટે તે અન્વયે પકડેલા કેદીને છોડવાનો હુકમ કર્યો.

---

## પરચુરણ અરજી.

ગન પ્રસાદ બીન શોભારામ.....અરજદાર.

તા૦ ૭ મી માહે ફેબ્રુઆરી.

આશરે ત્રણ વર્ષ ઉપર અરજદાર ગન પ્રસાદ સોલાપુર કસબામાં સક્રાવાર પીઠમાં તેના ઘરનાં પગથીયાં

---

1 કલમ ૭૬ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૫૯ સમજવી.

કલમ ૧૫૯—જે જે વારંટ કોઇ માજીસ્ત્રેટ મોકલે તે લખેલું જોઇએ. તથા તે ઉપર સહી તથા મોહોર કરવી જોઇએ. તથા તે વારંટને જોડેલા બીજા પરિશિષ્ટ મધ્યે આપેલા (ગ) નમુના મુજબ અથવા તેવી મતલબનું જોઇએ.

કર્યાં. અને સદરહું ગામની મ્યુનીસીપાલીટીને તે અને બી જા કામોને માટે રૂપેયા ૧૩૦-૮-૦ આપ્યા. તારીખ ૩૦ મી માહે નવેંબર સને ૧૮૭૦ ને રોજ મ્યુનીસીપાલીટીએ પગથીયાં કાહાડી નંખાવવાનો ઇલાજ કર્યો. જેથી કરીને ગનપ્રસાદે મ્યુનીસીપાલીટી ઉપર દાવો કર્યો; અને મ્યુનીસીપાલીટીએ પગથીયાં કડાવવાં નહીં એવું તારીખ ૮ મી માહે ફેબ્રુઆરી સને ૧૮૭૧ ને રોજ હુકમનામું મેળવ્યું.

તારીખ ૬ ઠી માહે ઓકટોબર સને ૧૮૭૧ ને રોજ સોલાપુરના ડિસ્ટ્રીકટ માજીસ્ત્રેટ મીસ્તર બોઆનકેટે હુકમ મોકલ્યો, તેમાં એવું ફરમાવ્યું કે ગન પ્રસાદે આ હુકમ પોહોંચેથી એક માસમાં પગથીયાં કાહાડી નાંખવાં. અથવા આ હુકમ અમલમાં શા વાસ્તે ન લાવવો તેનું કારણ બતાવવું. તારીખ ૨૪ મી માહે ઓકટોબર સને ૧૮૭૧ ને રોજ ગન પ્રસાદ કારણ બતાવવા સારૂં હાજર થયો. અને પગથીયાં રાખવા બાબત પોતાના દાવાના આધારમાં તારીખ ૮ મી માહે અકટોબર સને ૧૮૭૧ નું હુકમનામું રજુ કર્યું. તો પણ તારીખ ૨૫ મી માહે અકટોબર સને ૧૮૭૧ ને રોજ તે કારણ ના મંજુર કરયું.

તે ઉપરથી ગન પ્રસાદે તારીખ ૩૦ મી માહે અકટોબર સને ૧૮૭૧ ને રોજ માજીસ્ત્રેટને અરજ કરી કે, મેં મારાં પગથીયાં રાખવા બાબતનો હક સાબિત કરવા ને નવો દાવો કર્યો છે. તેથી તે દાવાનું આખર થતાં સુધી તારીખ ૬ ઠી માહે અકટોબર સને ૧૮૭૧ નો હુકમ અમલમાં લાવવો જોઈએ નહીં. તો પણ માજીસ્ત્રેટે તા-

રીખ ૩૦ મી માહે અકટોબર સને ૧૮૭૧ ને રોજ તે -
અરજ ના મંજુર કરી.

માજીસ્ત્રેટ ઉપર જે આસીસ્ટન્ટ જડજની કોરટમાં તે
નો દાવો મુલતબી હતો તે કોરટમાંથી હુકમ મળયો. તે
માં એવું ફરમાવ્યું હતું કે તે કામદારે ગનપ્રસાદ ઉપર પગ
થીયાંના બાબતમાં ફોજદારી અથવા બીજુ કંઈ પણ પ્રો
સીડીંગ બંધ રાખવું.

આવો હુકમ કર્યાછતાં માજીસ્ત્રેટે તારીખ ૧લી માહે
નવેમ્બર ૧૮૭૧ ને રોજ ગન પ્રસાદ ઉપર એવો હુકમ
મોકલ્યો કે દિવાની કોરટને તે દાવો સાંભળવાનો અધિ
કાર નથી. તેથી તા૦ ૬ઠી માહે અકટોબર સને ૧૮૭૧
ના રોજના હુકમનો અમલ કરવામાં આવશે.

તે ઉપરથી ગન પ્રસાદે હાઇ કોરટમાં માજીસ્ત્રેટનું પ્રો
સીડીંગ મંગાવવા અને તેનુ ગેર કાયદે સર અને સ્વતંત્ર
પણાનું કૃત અટકાવવા અરજ કરી.

તારીખ ૬ઠી માહે નવેમ્બર સને ૧૮૭૧ને રોજ
કોરટે તે અરજી લેઇ અરજીમાં જે હકીકતો લખેલી તે બા
બતનો તપસીલવાર રિપોર્ટ કરવા સારૂં અને સદરહું મુ
કરદમા સંબંધી બધાં પ્રોસીડીંગ બંધ રાખવા સારૂં માજી
સ્ત્રેટ તરફ મોકલી. તે રિપોર્ટ આવવા ઉપરથી સદરહું
મુકરદમો તારીખ ૧૯મી માહે ડીસેમ્બર સને ૧૮૭૧
ને રોજ ફુલ બેંચમાં નીચેનાં હુકમ સહીત મોકલ્યો.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ
૩૦૮ * અને તે પછીની કલમો પ્રમાણેનુ માજીસ્ત્રેટનું પ્રો

---

* કલમ ૩૦૮ ને બદલે નવા ફોજદારી કામ ચ

સીડીંગ તેજ કાયદાની કલમ ૪૦૪*ના અર્થ પ્રમાણે ન્યાય સંબંધી પ્રોસીડીંગ છેકે નહીં એ સવાલ અમો ફુલ બેંચના અભિપ્રાય સારૂ મુકીએ છીએ.

આ સવાલનો નિર્ણય નફારમાં આશાબર નર વિરૂદ્ધ કેશવના મુકરદમામાં થયો હતો. પણ તે ફરીથી વિચા

---

જાવવાની રીતના કાયદાના કલમ ૫૨૧ સમજવી.

કલમ ૫૨૧—જ્યારે ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટના અથવા ડિસ્ત્રિકટના કોઇ ભાગના માજીસ્ત્રેટના અથવા પહેલા વર્ગના જે માજીસ્ત્રે ટનેસ્થાનિક સરકારે આ બાબત અધિકાર આપ્યો હશે તે માજીસ્ત્રેટના વિચારમાં એમ આવે કે ફલાણા સરિયામ રસ્તા, અથવા સરકારી જગ્યા પરથી ફલાણી કાયદા વિરૂદ્ધ અડચણ, અથવા અપકારક વસ્તુખશેડવી જોઇએ, ત્યારે જે શખસ તે અડચણ અથવા અપકારક વસ્તુ કરતો હોય, તે શખ્સની ઊપર હુકમ મોકલવાને તે માજીસ્ત્રેટ મુખ્તિયારછે. તે હુકમમાં તે સખસને એમ ફરમાવવું કે આ હુકમમાં ઠરાવેલી આટલી મુદતમાં તમે તે અડચણ અથવા અપકારક વસ્તુ ખશેડજો.

અને તેમાં બીજું એમ ફરમાવવું કે અગર તમે એ પ્રમાણે ન કરો, તો આ હુકમમાં લખેલી આટલી મુદતમાં એ હુકમ કેમ અમલમાં ન આવે તેનું કારણ દેખાડવાને તમે અમારી આગળ અથવા પેહેલા અથવા બીજા વર્ગના માજીસ્ત્રેટની આગળ હાજર થજો.

૨ કલમ ૪૦૪ને બદલે નવા [illegible] ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૭ [illegible].

કલમ ૨૯૭ પાને જુઓ.

રમાં લેવા એવી અમારી મરજી છે. કલકત્તાની કોરટે હુ ગલીના કલેકટર વિરૂધ્ધ ટરાકનાથ ગાંગુલી પાઠીવાના મુકરદ માંમાં જુદો વિચાર લીધો છે.

અમારી આગળ મુકરદમો આવેલો છે તેમાં કહીએ છીએ કે જીલ્લા માજીસ્ત્રેટે સરિયામ રસ્તામાંથી હરકત દુર કરવાને હુકમ કરયો છે. જે સખસને હુકમ મોકલવા માં આવ્યો છે તેણે હુકમ વિરૂધ્ધ કારણ બતાવ્યું, પણ તે કા રણ ના મંજુર કર્યું. માજીસ્ત્રેટે પોતાનો હુકમ અમલમાં લાવવા માંડયો છે અને સદરહું સખસ ઉપર ફોજદારી પ્રોસીડીંગ ચલાવવા હુકમ ફરમાવેલો છે. ફુલબેંચમાં મુકે લા સવાલનો નિર્ણયહકારમાં થાયતો અમારો ઇરાદો છે કે, બતાવેલું કારણ ના મંજુર કરવામાં માજીસ્ત્રેટે કાયદાની ભુલ કરી છે કે નહીં તે નકી કરવાને સારૂં માજીસ્ત્રેટનું પ્રો સીડીંગ મંગાવવું.

ઠરાવવામાં આવ્યું જે અમારા અભિપ્રાયમાં આવે છે કે ઉપર કહેલા મુકરદમામાં પુછેલા હુકમ સંબંધી કલકત એ લીધેલો વિચાર ખરો છે. અને આશબરનર વિરૂધ્ધ

કેશવના મુકરદમામાં ફેંસલાના જેટલા ભાગમાં એવું ક હ્યુંછે કે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાના બાબ ૨૦ પ્રમાણે માજીસ્ત્રેટે કરેલો હુકમ ન્યાય સંબંધી પ્રોસીડીં ગ નથી તે કાયમ રાખી શકાય નહીં.

આશબરનર વિરૂધ્ધ કેશવ પેહેલાના કેટલાક મુકરદમામાં ૨૦મા ચાપટર પ્રમાણેનાં પ્રોસીડીંગો ન્યાય સંબંધી પ્રો સીડીંગ ગણવામાં આવ્યાં હતાં. અને તે, કલમ ૪૦૪ પ્ર માણે આ કોરટે ફરી તપાસમાં લીધાં હતાં. કલમ ૩૦૮

ના ઠરાવો પ્રમાણે માજીસ્ત્રેટે લાગતા પુરૂષ ઊપર તે, હુકમ અમલમાં શા વાસ્તે ન લાવવો તેનું કારણ બતાવવાને સારૂં નોટીસ મોકલવી; તે,તેની મરજી પુરતી રીતે બતાવેછે કે હુકમ ન્યાય સંબંધી પ્રોસીડીંગ પ્રમાણે ગણવો.

ડીવીઝનલ બેંચે પુછેલ સવાલનો જવાબ હકારમાં આપવો જોઈએ. અને મુકરદમાનું દફતર અને પ્રોસીડીંગ મંગાવવું ડીવીઝનલ બેંચનું (કામ)છે અને માજીસ્ત્રેટની નજરમાં આવે તો તેને પોતાના કાયદેસર પ્રોસીડીંગને ટેકા આપવાને વાસ્તે બારીસ્ટરને હાજર રાખવાની જોગવાઈ આપવી.

આ મુકરદમાગમાં માજીસ્ત્રેટનું પ્રોસીડીંગ આવ્યા બાદ ઠરાવવામાં આવ્યુંજે જીલ્લા માજીસ્ત્રેટનો હુકમ કોરટ સ્વતંત્ર અને ગેરબાજબી ધારેછે.



## રાણી વિરૂદ્ધ વકતા વલદે લખુ.

તારીખ ૮ મી માર્ચ ૧૮૬૯ ફેબ્રુઆરી.

બ્હેરનું મુકરદમો નિચે લખેલી ટીકા સહીત અમદાવાદ જીલ્લાના ડિસ્ટ્રિકટ માજીસ્ત્રેટ મીસ્તર બોરાડેલે હાઈ કોરટમાં હુકમ સારૂં મોકલ્યો હતો.

રાણી વિરૂધ્ધ વકતા લખુને વીરમગામના બીજા વર્ગના સબોર્ડીનેટ*માજીસ્ત્રેટ આજમ પ્રાગજી આણંદરામ

*બીજા વર્ગના માજીસ્ત્રેટને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે ત્રીજા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

સને ૧૮૭૧ ના આક્ટ ૧ની કલમ ૨૭§ પ્રમાણે ગુન્હેગાર ઠરવી રૂપૈયા એક દંડની શિક્ષા કરેલી તે કામના કાગળો હું ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૩૪* પ્રમાણે નામદાર જડજોના હુકમ સારૂં મોકલુંછું.

કલમ ૨૭માં વાપરેલો 'ડબાવાળો' એ "શબ્દ" કે જે અન્વયે તોહોમતદારને ગુન્હેગાર ઠરાવ્યોછે તેનું વર્ણન કલમ ૬‡ માં કરેલુંછે. અને તે મુંબઈ ઇલાકામાં ડ

---

§કલમ ૨૭-કોઈ ડબાવાળો ૧૯મી કલમના વિરૂદ્ધ ઢોર છોડી મુકશે, અથવા ખરીદ કરશે, અથવા બીજાને સ્વાધીન કરશે, અથવા ડબામાં ઘાલેલાં ઢોરને જોઈએ તેટલો ચાર પુંજો નાખશે નહીં અને પાણી પાશે નહીં, અથવા જે કામો કરવાનું તેને આ આકટમાં કહ્યુંછે તેમાંનું કાંઈ કામ કરવાને ચુકશે તો, તે બીજી કાંઇ શિક્ષાને લાયક હશે તે શિક્ષા શિવાય વળી તેને માજીસ્ટ્રેટની આગળ તેની ઉપર તે ગુન્હો સાબિત થાય તો પચાસ રૂપીયા સુધી દંડ કરવો.

*કલમ ૪૩૪ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૬ સમજવી.

કલમ ૨૯૬ પાને ૧૨ મે જુઓ.

‡કલમ ૬ ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટે દરેક ડબા સારૂં ડબાવાળો નીમવો.

પણ એવું ઠરાવ્યું છે કે મદ્રાસ ઇલાકામાં ગામના સુખીઓએ, અને મુંબઇ ઇલાકામાં પોલીસ પટેલોએ, અથવા જાહાં પોલીસ પટેલ નહીં હોય ત્યાં ગામના સુખીએ, પોતાના હુદ્દાના સબબથી ગામના ડબાવાળાનું કામ કરવું.

ખાવાવાળાઓ વિશે મજકુર કલમછે.

આ મુકરદમામાં તોહોમતદાર પોલીસ પટેલ નથી પણ ફકત વીરમગામનો પોલીસ પટેલ કે જે પોતાના હોદા ની રૂઇએ ડબાવાળો કેહેવાયછે તેણે ડબામાં ઘાલેલાં ઢો રને સારૂં પુંજો નાખવાને, તથા પાણી પાવાને રાખેલો માણસછે.

તે માટે મારા અભિપ્રાયમાં આવેછે કે સબોર્ડિનેટ માજીસ્ત્રેટનું પ્રોસીડીંગ ગેર કાયદેસરછે.

ઠરાવવામાં આવ્યું જે સદરહું વકતા લખુના મુકરદ મામાં વીરમગામના સબોર્ડિનેટ માજીસ્ત્રેટનું પ્રસીડીંગ રદ કરવું જોઇએ, અને જો દંડ લીધો હોયતો તેને પાછો આપવો.



## રાણી વિરૂદ્ધ ધોરી કલ્યાણ.

તા૦ ૮ મી માહે ફેબ્રુઆરી.

તોહોમતદાર ગાડાનો માલીક હતો. જે સરકારી નો કરે તે માગ્યું તે સરકારી નોકરને તેણે ભાડે આપવાની ના પાડી. તે માટે તેને અમદાવાદ જીલ્લામાં ધોળકાના પે

---

માજીસ્ત્રેટે જેને ડબાવાળો નીમ્યો હોય તે દરેક જ ણને કામ ઉપરથી મોકુફ અથવા બરતરફ કરવાને તે મા જીસ્ત્રેઠ મુખ્તિયારછે.

હરકોઇ ડબાવાળાને સરકારના તાબામાં બીજી હર કાંઇ ચાકરી કરવાનો અધિકારછે.

દરેક ડબાવાળો હિંદુસ્થાનના ફોજદારી કાયદાના અર્થ પ્રમાણે સરકારી નોકરછે એમ સમજવું,

હેલા વર્ગના* સબોર્ડિનેટ માજીસ્ત્રેટની રૂબરૂ (પ્રોસીક્યુટ) ઉભો કરવામાં આવ્યો હતો. સદરહું માજીસ્ત્રેટે તેને સરકારી નોકરને તેહેના સરકારી કામ કરવામાં હરકત કર્યાનો ગુન્હેગાર ઠેરવી હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૮૬ꭗ પ્રમાણે રૂપૈયા ચાર દંડ, અને તે ના આપેતો સાત દીવસ આસાન કેદ ભોગવવાની શિક્ષા કરી.

અમદાવાદના ડિસ્ત્રિકટ માજીસ્ત્રેટે (મીસતર એ, એ, બોરાડેઇલ) તોહોમતદાર ઉપરનું તોહોમત અને શિક્ષા ગેરકાયદેસર ગણી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૩૪ꭗ પ્રમાણે હાઇકોરટના હુકમ અને વિચાર સારૂં પ્રોસીડીંગ મોકલ્યું.

ઠરાવવામાં આવ્યું જે કોરટ ઘોરી કલ્યાણ ઉપરનું તોહોમત અને શિક્ષા રદ કરે છે અને ફરમાવે છે કે દંડ લીધો હોય તો તેને પાછો આપવો.

---

*પેહેલા વરગના માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે બીજા વરગના માજીસ્ત્રેટ સમજવા.

ꭗકલમ ૧૮૬—કોઇ સરકારી નોકરને તેહેના સરકારી કામ કરવામાં જે માણસ બુધ્ધિ પુર્વક અડચાણ કરે, તે માણસને ત્રણ મહીનાની મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા પાંચસેં રૂપૈયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ꭗકલમ ૪૩૪ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૬ સમજવી.

કલમ ૨૯૬ પાને ૧૨ મે જુઓ.

## રાણી વિરૂદ્ધ સાકુ દાદાભાઈ.

તારીખ ૨૯ મી માહે ફેબ્રુઆરી.

આ મુકરદમો અમદાવાદ જીલ્લાના ડિસ્ટ્રિક્ટ માજીસ્ટ્રેટ મીસતર એ, એ, બોરાડેલે હાઇકોરટના અભિપ્રાય સારૂં મોકલ્યો હતો. તેણે લખ્યું કે સને ૧૮૨૭ ના રેગ્યુલેશન ૨૧ ના કલમ ૪[1] પ્રમાણે તેણે આ મુકરદમો ચુકવ્યો હતો. અને સેસન જડજે તે ફેસલા ઉપર અપીલ સાંભળી હતી. વળી તેણે લખ્યું કે સને ૧૮૨૭ નો ક્રીમીનલ જડજ હાલના વખતનો સેસન જડજ નહીં એવું રાણી વિરૂદ્ધ લખુ સજાના મુકરદમામાં હાઇકોરટના ફેસલાની બધી મતલબથી ખાત્રી થાયછે; તે માટે તેણે અપીલના સવાલ સંબંધી હાઇકોરટનો અભિપ્રાય પુછયો.

ઠરાવવામાં આવ્યું જે કોરટના અભિપ્રાયમાં આવેછે કે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૧૨

---

૧ કલમ ૪—કપટે આણેલું અફીણ રાખનારને, તથા સંતાડનારને, તથા સંતાડવા કે રાખવા દેનારને, અફીણની કીમત તથા બમણી જકાત જેટલો દંડ પડશે, અને લીલામ માંહે ઠરેલી અફીણની કીમત જાણવી.

૨ કલમ ૨૧ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૭ સમજવી.

કલમ ૭—બ્રિટિશ ઇંડિયામાં સઘળો ફોજદારી ઇનસાફ આ આકટને જોડેલા ચોથા પરિશિષ્ટમાં કહેલી કોરટોની આગળ, અથવા જે કાયદામાં ગુન્હો ઠરાવ્યો હોય તે કાયદામાં કહેલી કોરટોની આગળ આ આકટમાં આગળ લખેલા ઠરાવ પ્રમાણે કરવો.

ની અસર સને ૧૮૨૭ ના રેગ્યુલેશન ૨૧ ની કલમ ૭[૩] પ્રમાણે મુકરેલા મુકદ્દમામાં જીલ્લા માજીસ્ત્રેટને અસલ અધિકાર આપે છે, તો પણ તેજ કાયદાની કલમ ૪૦૯૪ થી સેસન કોરટને અપીલ સાંભળવાનો અધિકાર બાતલ થતો નથી.

---

રાણી વિરૂદ્ધ પ. પોડીઆ મથરો.

તારીખ ૧ લી માહે મે.

સુરત જીલ્લામાં વાલોરના બીજા વર્ગના[૧] સબોર્ડિને

---

૩ કલમ ૭—મુંબઇ તાબેના જીલ્લા માંહે કપટે આ ભેલુ અફીણ કોઇ રાખશે, અથવા સંતાડશે, તથા રાખવા કે સંતાડવા દેશે તો જકાતદારે જીલ્લા જડજ પાસે ફરિયાદ કરીને આ કાયદાની ચોથી કલમ માંહે લખેલો દંડ કાયદા પ્રમાણે લેવો. પણ ન આપનારને બે વર્ષથી વધારે કેદ ન કરવો.

૪ કલમ ૪૦૯ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૬૯ સમજવી.

કલમ ૨૬૯—ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટથી, અથવા ૧ લા વર્ગના બીજા કોઇ માજીસ્ત્રેટથી થએલા કોઇ ઇનસાફમાં જે શખસની ઉપર કાંઇ ગુન્હો ઠરે, તે શખસ, અથવા અધિકારવાળા ૧ લા વર્ગના માજીસ્ત્રેટે ૪૬ મી કલમ પ્રમાણે કોઇ શખસની ઉપર શિક્ષાનો હુકમ કર્યો હોય તે શખસ સેશન કોરટને અપીલ કરવાને મુખ્તિયાર છે.

૧ બીજા વર્ગના માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે ત્રીજા વર્ગના

ટ માજીસ્ત્રેટે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૨૬[2] પ્રમાણે બિગાડ કરવાના તોહોગત બદલ શાદરકું કેદી ઉ પર તપાસ ચલાવી. અને તેને ગુન્હેગાર ઠેરવી તારીખ ૩ જી માહે મે સને ૧૮૭૦ ને રોજ રૂપૈયા ચાર દંડ, અને તે ના આપે તો સાત દીવસ આસાન કેદ ભોગવ વાની શિક્ષા કરી.

સુરત જીલ્લાના માજીસ્ત્રેટે (ગીરતર ટી, સી, હોપ) સબોર્ડિનેટ માજીસ્ત્રેટનું પ્રોસીડીંગ ગેરકાયદેસર ગણી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૩૪[3] પ્રમાણે હાઇકોરટના હુકમ સારૂ નિચેની ટીકા સહીત મોકલ્યું.

"એવું માલમ પડશે કે ફુલપાવર‡ માજીસ્ત્રેટ મીસ્તર એફ બઈએ કે એક અરજી લેઈ, પેહેલી વખતે, અરજી આપનારને સોગન ખવડાવ્યા શિવાય વાલોરના ચીફ કોનસ્ટેબલ તરફ પ્રથમની તજવીજ કરવા સારૂ અને જો ગુન્હો બનેલો માલમ પડે તો આ મુકરદમો સબોર્ડિનેટ માજીસ્ત્રેટને ત્યાં કમીટ કરવા સારૂ મોકલી."

---

માજીસ્ત્રેટ સમજવા.

૨ કલમ ૪૨૬—જે માણસ બિગાડ કરે, તેને ત્રણ મહીનાની મુદત સુધીના બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

૩ કલમ ૪૩૪ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૬ સમજવી.

કલમ ૨૯૬ પાને ૧૨ મે જુઓ.

‡ ફુલપાવર માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કા

હું ધારૂંછું કે તોહોમત અને શિક્ષા ગેર કાયદેસરછે હુકમ કે સબોર્ડિનેટ માજીસ્ત્રેટ તરફ અરજીનો ચુકાદો કરવા સારૂં મીશ્તર બર્કબેકને મોકલવાનો અધિકાર નહોતો.

કોરટ જીલ્લા માજીસ્ત્રેટના અભિપ્રાય સાથે મળતી આવેછે કે, ફુલપાવર માજીસ્ત્રેટે સબોર્ડિનેટ માજીસ્ત્રેટને રેફરન્સ કર્યું તે ગેરકાયદેસર હતું. અને ફરમાવેછે કે પા-પડીઆ ગથડા ઉપરનુ તોહોમત અને શિક્ષા રદ કરવી. અને જો દંડ અપ્યો હોય તો પાછો આપવો.



## રાણી વિરૂદ્ધ ફકીરા બાબીન નીંગાપા.

હકીકતો નીચે પ્રમાણે હતી. સદરહું કેદીને ધારવાડ જીલ્લામાં રાની બેડનોરના પેહેલા વર્ગના* સબોર્ડિનેટ માજીસ્ત્રેટે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૮૮‡ પ્ર

---

ગ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના મા-જીસ્ત્રેટ સમજવા.

*પેહેલા વર્ગના માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારીકામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે બીજા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

‡કલમ ૧૮૮ કોઇ સરકારી નોકરને કાંઇ હુકમ જાહેર કરવાનો કાયદા મુજબ અખ્તિયાર હોય તે પ્રમાણે હુકમ જાહેર કરીને તે કોઇ માણસને એ પ્રમાણે ફરમાવે કે, તમારે ફલાણા કામથી દુર રેહેવું, અથવા કબજામાં કે તમારા વહીવટમાં ફલાણી તરેહનો બંદોબસ્ત કરવો, અને એ પ્રમાણે તે સરકારી નોકરે ફરમાવેલું છે," એમ જાણ્યા છતાં તે માણસ તે હુકમ ન માને, અને તે હુકમ

માણે સરકારી નોકરે કાયદા મુજબ જાહેર કરેલા હુકમનું અમાન્ય કર્યાનો તોહોમતદાર ઠેરવી રૂપૈયા પાંચ દંડ, તથા તે સાથે વારા ફરતી સાત દીવસ આસાન કેદ ભોગવવાની શિક્ષા કરી હતી. ફકીરાપાએ દંડ ભર્યો. સદરહુ મુકરદમો પેહેલ વેહેલાં. ફરજમીના ફોજદારે ફુલપાવર‡ માજીસ્રેટ મીસ્તર મીડલેટન, જે જીલ્લાનો અથવા જીલ્લાના ભાગનો ઈન ચાર્જ માજીસ્રેટ નોહોતો તેની તરફ મોકલ્યો. તે (મુકરદમો) પોતે ચુકવવાને બદલે મીસ્તર મીડલેટને પેહેલા વર્ગના સબોર્ડિનેટ માજીસ્રેટ તરફ મોકલ્યો. જેણે તે પ્રમાણે ચુકવ્યો.

---

તેણે ન માનવાથી, અગર કાયદેસર રેહેલા કોઈ સખસોને કાંઈ અડચાણ, દુખ કે નુકશાન થાય અથવા થશે એવું થાય, અથવા કાંઈ અડચાણ દુખ કે નુકશાનનું જોખમ થાય અથવા થશે, એવું થાય તો તે માણસને એક મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા બસેં રૂપૈયા સુધીના દંડની, અથવા તે બંનેની શિક્ષા કરવામાં આવશે. અને અગર તે હુકમ ન માનવાથી માણસની જીંદગીને, તનદુરસ્તીને, અથવા સલામતીને જોખમ થાય, અથવા થશે એવું થાય, અથવા હંગામો કે બખેડો થાય, અથવા થશે એવું થાય, તો તે માણસને છ મહીનાની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા એક હજાર રૂપૈયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

‡ફુલપાવર માજીસ્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્રેટ સમજવા.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૦૩* પ્રમાણે ફુલપાવર§ માજીસ્ત્રેટને પેહેલા‡ વર્ગના સબાર્ડિનેટમાજીસ્ત્રેટ તરફ મુકરદમો મોકલવાનો અધિકાર નોહોતો એવા ડિસ્ત્રીકટ માજીસ્ત્રેટ (મીસ્તર ઈ, પી, રોબર્ટસન) નો રિપોર્ટ આવવા ઉપરથી હાઈકોર્ટે મુકરદમાના કાગળો જોવા મંગાવ્યા, અને નિચે પ્રમાણે હુકમ કર્યો.

ફુલપાવર માજીસ્ત્રેટ મીસ્તર ગોડલિઠનને પેહેલા વર્ગ

---

*કલમ ૨૦૩ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૪ સમજવી.

કલમ ૪૪. ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટે, અથવા ડિસ્ત્રિકટના ભાગના કોઇ માજીસ્ત્રેટે જે ફોજદારી મુકરદમો થકઇ ઉપરથી લીધો હોય, અથવા ફરિયાદ થયા ઉપરથી, અથવા પોલીસના રિપોર્ટ ઉપરથી પોતાની આગળ આવ્યો હોય તેની ચોકશી અથવા ઇનસાફ પોતાના તાબામાંહેના હરકોઇ માજીસ્ત્રેટને આ આકટમાં પાછળ કહેલા ઠરાવ પ્રમાણે જેટલો અધિકાર આપ્યો હોય તેટલા અધિકાર સુધી તેની પાસે કરાવવા સારૂ તેના પાસે મોકલવાનો અખત્યાર ડિસ્ત્રિકટના માજીસ્ત્રેટને અથવા ડિસ્ત્રિકટના ભાગના માજીસ્ત્રેટને છે.

§ફુલપાવર માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

‡પેહેલા વર્ગના સબાર્ડિનેટમાજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે બીજા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

ના સબોર્ડિનેટ માજીસ્ટ્રેટ તરફ મુકરદમો ચુકવવાને સારૂં મોકલવાનો અધિકાર નોહોતો તેથી, કોરટ જીલ્લા માજીસ્ટ્રેટ સાથે મળતી આવી શિક્ષા અને ઠરાવ રદ કરે છે, અને ફરમાવેછે કે જો દંડ આપ્યો હોયતો પાછો આપવો.

## શાણી વિરૂદ્ધ સભાના બીન ગનુ.

તારીખ ૨૩મી માહે મે.

તારીખ ૧૩મી માહે ડીસેમ્બર સને ૧૮૭૧ને રોજ તોહોમતદાર સભાઉપર થાણા જીલ્લામાં આલસતીના બીજા[1] વર્ગના સબોર્ડિનેટમાજીસ્ટ્રેટે હિંદુસ્થાનના ફોજદારીકાયદાનીકલમ ૩૨૩[2] પ્રમાણે બુધ્ધિપુર્વક વ્યથાનું તોહોમત રાખી તજવીજ ચલાવી હતી. અને તેના ઉપરપુરતોપુરાવ માલમ નહીં પડવાથી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાના કલમ ૨૫૦[3] પ્રમાણે તેને છોડવામાં આવ્યો હતો. જીલ્લા માજીસ્ટ્રેટે (મી સ્તર, ડબલ્યુ, એ, રોબર્ટસન) (તોહોમતદારને) ગેરવાજબી રીતે છોડવામાં આવ્યોછે એવુ ધારી સબોર્ડિનેટમાજીસ્ટ્રેટનું પ્રોસીડિંગ હાઈકોરટના હુકમસારૂ મોકલ્યું.

---

૧ બીજા વર્ગના સબોર્ડિનેટ માજીસ્ટ્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે ત્રીજા વર્ગના માજીસ્ટ્રેટ સમજવા.

૨ કલમ ૩૨૩—૩૩૪ મી કલમમાં લખેલી બાબત શિવાય બીજી કોઈ પણ બાબતમાં જે માણસબુધ્ધિ પુર્વક વ્યથા કરે તેને એક વર્ષની મુદત સુધીની બે માંના ગમે તે પ્રકારની કેદની અથવા એક હજાર રૂપૈયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

૩ કલમ ૨૫૦ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૧૫ તથા ૨૧૬ સમજવી.

અને આવા મુકરદમામાં ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૩૫[1] પ્રમાણે જીલ્લા માજીસ્ટ્રેટ ફરી તપાસને સારૂં હુકમ કરી શકે કે નહીં એ બાબતનો ખુલાસો મળવા અરજ કરી.

ઠરાવામાં આવ્યું જે બુદ્ધિપુર્વક વ્યથાનો ગુન્હો ફોજદારી કામ ચલાવવાની રીતના પરિશિષ્ટના સાતમા ખુલાસામાં જે ગુન્હાની તપાસ ફકત સેસન કોરટથી થઇ શકે અથવા સેસન કોરટથી, અથવા જીલ્લા માજીસ્ત્રેટથી થઇ શકે એવો ગુન્હો નથી તેથી કલમ ૪૩૫ લાગુ પડતી નથી કે જેથી જીલ્લા માજીસ્ટ્રેટ તેની ફરી તપાસ કરવાનો હુકમ કરી શકે.

---

કલમ ૨૧૫—ફરિયાદ કરનારની અને ફરિયાદ કરનારની તરફના શાહેદોની શાહેદી અને પોતાને જરૂર દેખાય તેવી તોહોમત વાળાની જુબાની લીધા પછી માજીસ્ટ્રેટની નજરમાં આવશે કે તોહોમત વાળા સખ્સની ઉપર કાંઇ ગુન્હો સાબિત થતો નથી તો માજીસ્ટ્રેટે તેને છોડી દેવો.

કલમ ૨૧૬—જે ગુન્હાનો઼ઇનસાફ઼ કરવાનો મને અધિકાર છે અને જે બાબત હું યોગ્ય શિક્ષા કરી શકીશ એવું નજરમાં આવે તેવો ગુન્હો તોહોમત વાળા સખ્સની ઉપર સાબિત થયા જેવું દેખાઇતું છે એવું માજીસ્ટ્રેટની નજરમાં આવે તો તોહોમતવાળા સખ્સની ઉપર તણે એક લખેલું તોહોમતનામું તૈયાર કરવું.

[1] કલમ ૪૩૫ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૯ સમજવી.

કલમ ૨૯૯—આ બાબ મુજબ જ્યારે કોઇ મુકરદ

રાણી વિરૂદ્ધ વ્યંકા નરસા.

તારીખ ૨૩ મી માહે મે.

હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૫૦૦૧ પ્રમા

---

મે હાઈ કોરટ તપાસે, ત્યારે જે કોરટમાં ગુન્હો ઠર્યો હો ય, અથવા જે કોરટે હુકમ કર્યો હોય તે કોરટને તે હાઈ કો રટે પોતાનો ફેંસલો, અથવા હુકમ લખી મોકલવો; અથવા ડિસ્ટ્રિક્ટના માજીસ્ત્રેટ શિવાય બીજા માજીસ્ત્રેટે તે ગુન્હા ની સાબિતીનો ઠરાવ અથવા હુકમ કર્યો હોય તો ડિસ્ટ્રિ કટના માજીસ્ત્રેટને તે હાઈકોરટે પોતાનો ફેંસલો અથવા હુ કમ લખી મોકલવો.

જે કોરટને અથવા માજીસ્ત્રેટને હૈકોરટ પોતાનો હુ કમ લખી મોકલે તે કોરટે અથવા માજીસ્ત્રેટે હાઈકોરટના ફેંસલા મુજબ હુકમ કરવો, અને જરૂર હોય તો તે મુજબ દફતરમાં ફેરફાર કરીને સુધારો કરવો.

આ બાબ મુજબ જે મુકરદમા હૈકોરટ તપાસે તે મુક રદમામાં નિચેની કોરટનો શિક્ષાનો ઠરાવ અથવા હુકમ હો ય તે હૈ કોરટે ફેરવવો નહીં અથવા રદ કરવો નહીં; પણ તે આ કલમના ઠરાવ પ્રમાણે નહીં હોય તો ફેરવવો અથવા રદ કરવો; અથવા જડજે વ્યાખ્યાન કરીને જ્યુરીને કહી સં ભળાવ્યું તે ખોટું છે એવો પોતાનો અભિપ્રાય નહીં હોય તો જ્યુરીનો ઠરાવ રદ કરીને નવેસરથી ઇનસાફ કરાવવા નું નજરમાં આવશે તો નવેસરથી ઇનસાફ કરવાનો હુકમ કરવાને હૈ કોરટ મુખત્યાર છે.

૧ કલમ ૫૦૦–જે માણસ કોઇ બીજા માણસની આ

ણે આબરૂ લીધાના તોહોમત બાબત, ઓરત ભગુએ પુના જીલ્લામાં ફુલપાવર[2] માજીસ્ટ્રેટ મીસ્તર જી, બી, ગીડની રૂબરૂ તોમતદારને (પ્રોસીક્યુટ) ઉભો કરયો હતો. ફુલપાવર માજીસ્ટ્રેટે ફરિયાદી તરફનો પુરાવ લીધા બાદ અને તો હોમતદાર ઉપર તોહોમત બનાવી તેને વાંચી સંભળાવ્યા પછી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૫૫૩ ના ઠરાવો અન્વયે તારીખ ૧લી માહે નવેમબર સને૧૮૭૧ને રોજ દફતરે તેને છોડવાંનો હુકમ આપ્યો.

ફરિયાદણ ભગુની અરજ ઉપરથી પુનાના સેશન જડ ના મીસ્તર આર, એમ, પીને તારીખ ૨૪મી માહે જાનેવારી સને ૧૮૭૨ ને રોજ. સદરહું છોડવાનો કરેલો હુકમ રદ કરયો. અને ફોજદારી કામ ચલાવવાની રીતના કા

---

બરૂ લે તેહેને બે વર્ષની મુદત સુધીની આસાન કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

૨ ફુલપાવર માજીસ્ટ્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ સમજવા.

૩ કલમ ૨૫૫ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૨૦ સમજવી.

કલમ ૨૨૦–અગર તોહોમતવાળા સખસને તે માજીસ્ટ્રેટ બે ગુન્હેગાર ઠરવે તો તેણે છોડી મુકવાનો હુકમ દફતરમાં લખવો.

અગર તોહોમતવાળા સખસની ઉપર ગુન્હો સાબિત થાય, તો તે માજીસ્ટ્રેટે તેની ઉપર કાયદા મુજબ શિક્ષાનો હુકમ કરવો.

યદાની કલમ ૪૩૫* ના ઠરાવ પ્રમાણે ફુલપાવર માજીસ્ત્રેટને ફરમાવ્યું કે તોહોમતદારને તેની તપાસ થવાને સારૂ સેસન કોરટની રૂબરૂ કમીટ કરવો.

નિચેની ટીકા લખી પુનાના ડિસ્ત્રિક્ટ માજીસ્ત્રેટે (મીસ્તર જે, ઇ, ઓલીફંટ) હાઇકોરટના વિચાર અને હુકમ સારૂ આ મુકરદમો મોકલ્યો હતો.

"તોહોમતદાર વ્યંકુ કુનરસા ઉપર રીતીસર તોહોમતનામુ તૈયાર કર્યા પછી ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૫૫ પ્રમાણે ફુલપાવર માજીસ્ત્રેટે તને છોડવાનો હુકમ કર્યો હતો; તે હુકમ પુનાના સેસન જડજે રદ કર્યો એવું માલમ પડશે.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૩૫ પ્રમાણે જે ગુન્હાની તજવીજ ફક્ત સેસન કોરટથી જ થઇ સકે, અથવા સેસન કોરટથી કે જીલા માજીસ્ત્રેટથી થઇ શકે તે ગુન્હાના કામમાં જે તોહોમતવાળા સખસને માજીસ્ત્રેટે છોડી દીધો હોય તે સખસને કમીટ કરવાનું ફરમાવવાને સેસન કોરટ મુખત્યાર છે.

"છોડી દેવો" એ શબ્દ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૨૫* અથવા

---

* કલમ ૪૩૫ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૯ સમજવી.

કલમ ૨૯૯ પાને ૧૧૨ મે જુઓ.

* કલમ ૨૨૫ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૯૫ સમજવી.

કલમ ૧૯૫—તોહોમતવાળા સખસને તેનો ઇનસા

૨૫૦* પ્રમાણે જે મુકરદમા ચુકવેલા હોય તેને બાધ પ-
ડે છે.

હાલના મુકરદમામાં હુકમ કલમ ૨૫૫ પ્રમાણે કરે
લોછે. મારા જુજ અભિપ્રાયમાં સેસન જડજને તે કાયદે
સર રદ કરવાને, અને કલમ ૪૩૫ પ્રમાણે કમીટ કરવાનુ
ફરમાવવાને અધિકાર નથી. કેમકે તોહોમતનામુ તૈયાર
કર્યા પછી તોહોમતદાર સખ્સને છોડવામાં આવ્યો છે.

ઠરાવવામાં આવ્યું જે કોરટ સદરહું વ્યંકા નરસાને
સેસન જડજનો સેસન કોરટમાં કમીટ કરવાનો હુકમ એ
વા સબબ ઉપરથી રદ કરેછે કે, સદરહું તોહોમતદારની
તપાસ કર્યા પછી તને છોડવામાં આવ્યો છે. તથી ફો-
જદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૩૫
પ્રમાણે સેસન કોરટને વચે પડવાનો અધિકાર નથી.



---

ફ થવા સારૂં સેસન કોરટમાં અથવા હાઇકોરટમાં કમીટ
કરવાનો, અથવા પાછો મોકલવાનો કાંઇ પાકો સબબ ન
થી એમ જ્યારે કોઇ માજીસ્ત્રેટને જણાય ત્યારે, તણે તે
સખ્સને છોડી મુકવો; પણ જો તે માજીસ્ત્રેટને એમ જ
ણાય કે એ સખ્સનો મારી આગળ ઇનસાફ થવો જો-
ઇએ તો, તે માજીસ્ત્રેટે આ આકટના ૧૬ મા અથવા ૧૭
મા અથવા ૧૮ મા બાબ મુજબ કામ ચલાવવું.

* કલમ ૨૫૦ ને બદલે નવા ફોજદારી કામ ચ-
લાવવાની રીતના કાયદાની કલમ ૨૧૫ તથા ૨૧૬ સ-
મજવી.

કલમ ૨૧૫ તથા ૨૧૬ પાને ૧૧૨જુઓ.

## રાણી વિરૂદ્ધ જેઠીયા વલદે વસ્તીયા.

તારીખ ૨૩ મી માહે મે.

સને ૧૮૫૯ ના આકટ ૧૩ ની કલમ ૨ ✻ પ્રમાણે

✻ કલમ ૨—સદરહું પ્રકારના કારીગરે, અથવા મ જુરે અથવા બેગારીએ, ફરિયાદ કરનારની પાસેથી હરકે ઈ કામ બાબત અગાઉ નાણું લેઇને પોતાના કરારની શ રત પ્રમાણે તે કામ કરવાની, અથવા કરાવી આપવાની જાણી જોઇને તથા કાયદાસર, અથવા યોગ્ય કારણ વગર ગફલત કરી, અથવા ના કરી એવું માજીસ્ત્રેટની ખાત્રી થાય તે રીતે સાબિત થાય તો, ફરિયાદ કરનારની મરજી પ્રમાણે માજીસ્ત્રેટે તે નાણું પાછું આપવાનો, અથવા પો તાને વાજબી, તથા યોગ્ય લાગે તેટલો તેનો ભાગ પા- છો આપવાનો તે કારીગરને, અથવા મજુરને અથવા, બેગારીને હુકમ કરવો. અથવા તેના કરારની સરતો પ્રમા ણે તે કામ કરવાનો, અથવા કરાવી આપવાનો, હુકમ ક રવો. અને તે કારીગર, અથવા મજુર, અથવા બેગારી સદરહું હુકમ પ્રમાણે ચાલવાને ચુકશે તો તેને ઘણામાં ઘણા ત્રણ મહીના સુધી સખ્ત મજુરી સાથે કેદની સજા કરવાનો ઠરાવ કરવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે, અથવા નાણું પાછું આપવાનો હુકમ કર્યો હોય તો પણ, ઘણામાં ઘણા ત્રણ મહીના સુધી અથવા તે મુદતની અંદર નાણું આપે ત્યાં સુધી તેને સખ્ત મજુરી સાથે કેદની સજા ક રવાનો ઠરાવ કરવાને માજીસ્ત્રેટ મુખત્યાર છે. પણ એવું ઠરાવ્યું છે કે આ આકટ કર્યો નહોત તો ફરિયાદ કરીને,

તાબેઆમતદારને નોકરીનો કરાર તોડયા બાબત, ખાનદેશ જીલ્લામાં ફુલપાવર* માજીસ્ટ્રેટ મીસ્તર એનડરસને ગુન્હેગાર ઠેરવી, તારીખ ૨૦મી માહે ફેબ્રુઆરી સને ૧૮૭૨ ને રોજ બે માસ સખત મજુરી સાથે કેદ ભોગવવાની શિક્ષા કરી હતી.

પેહેલાના દેવા બદલ તાબેઆમતદારને નાના મથાગના રૂપૈયા ૧૯૫ દેવા હતા. તારીખ ૨૪મી માહે અગષ્ટ સને ૧૮૭૧ ને રોજ તેણે નાનાને એક દસ્તાવેજ કરી આપ્યો. જેમાં તેણે રૂ ૧૯૫ ની રકમ ને બદલે ૯૭॥ મહીના સુધી તેની (નાના) નોકરી કરવાને કબુલ કર્યું. તે પ્રમાણે જેઠીઓ તેની નોકરીમા રહ્યો. પણ ત્રણ માસ પછી તે (નોકરી) છોડી. આ ઉપરથી નાનાએ ફુલપાવર માજીસ્ટ્રેટની રૂબરૂ તેને (પ્રોસીકયુટ) ઉભો કર્યો. જેણે સને ૧૮૫૯ના આકટ ૧૩ પ્રમાણે તેને ગુન્હેગાર ઠરાવ્યો.

માસીક ફોજદારી પત્રક તપાસવા ઉપરથી હાઈ કોરટે માજીસ્ટ્રેટનું પ્રોસીડીંગ મંગાવ્યું. તે આવ્યા પછી કોરટે નીચે પ્રમાણે હુકમ કર્યો.

---

અથવા બીજી રીતે નાણું વસુલ કરવાનો દિવાની ઈલાજ ફરિયાદ કરનારનો આવતે તે ઈલાજ નાણું વસુલ થવાનું બાકી રહ્યું હોય તે વસુલ થાય ત્યાં સુધી નાણું પાછું આપવાનો સદરહું પ્રમાણે હુકમ થયો છે તેથી ચાલશે નહી એવું સમજવું નહી.

* ફુલપાવર માજીસ્ટ્રેટને બદલે નવા ફોજદારી મ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ સમજવા.

તે સ્પષ્ટ છે કે, સને ૧૮૫૯ ના આક્ટ ૧૩ ના અર્થ પ્રમાણે કરાર બદદયાનતથી તોડ્યો નોહોતો. જેથી જેઠીયાને ફોજદારી રીતે ગુન્હેગાર ગણી શકાય. અને ફુલપાવર માજીસ્ટ્રેટ આ મુકરદમો ચલાવવામાં જે રીત વરતેલો છે તેથી તેને શાબાશી ઘટતી નથી. પ્રોસીડીંગ જોતાંજ સાફ માલમ પડે છે કે પેહેલાંગી રૂપયા આપવામાં આવ્યા નોહોતા. ફરિયાદીનું કામ કરવાને કરારનો અવેજ જુનું દેવું હતું તેથી માજીસ્ટ્રેટે જેઠીયાને ગુનેગાર ઠરાવવામાં સદરહું આક્ટ વાચવામાં ઘણી ગફલત શીવાય બીજુ કંઇ કરયુ નથી.

જેઠીઆએ ગેરવાજબી શિક્ષા પુરેપુરી ભોગવી છે તે માટે હાઇ કોરટના નામદાર જડજો તેના બાબત કંઇ પણ ઊપાય કરવાને અશક્ય છે.



અનવરખાં વલદે ગલખાં અને બીજા.

તારીખ ૨૩ મી માહે મે.

ચોરી કરવા સારૂં રાત્રે ઘર [1] ફોડયાનો, અને

---

૧ કલમ ૪૫૭—કેદની શિક્ષા થઇ શકતી હોય એવો કોઈ ગુન્હો કરવા સારૂં જે માણસ રાત્રે ગૃહપ્રવેશ કરે, અથવા રાત્રે ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણસને પાંચ વર્ષના મુદત સુધીની એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે. અને અગર ચોરીનો ગુન્હો કરવાનો ઇરાદો કરયો હોય તો તે કેદની મુદત ચૌદ વર્ષ સુધી થઇ શકે.

વાનાર[2] ઘરમાં ચોરી કર્યાના તોહોમતદારને પુનાના ફુલ પાવર[3] માજીસ્ટ્રેટ મીસ્તર I. ટી. રીચર્ડસને ગુન્હેગાર ઠેરવી, તારીખ ૨૨ મી માહે જુન સને ૧૮૭૧ ને રોજ હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૫૭, અને ૩૮૦ પ્રમાણે દરેક જણને બે વર્ષ સખ્ત મજુરી સાથે કેદ (દરેક ગુન્હાને વાસ્તે એક વર્ષ) ની શિક્ષા કરી હતી.

અપીલમાં પુનાના સેસનજડજે (મીસ્તર આર. એમ. પીની) ફુલપાવર માજીસ્ટ્રેટે કરેલી શિક્ષા ગેરવાજબી માની એક વર્ષ કમી કરી. તેણે તારીખ ૨ જી અગસ્ટ સને ૧૮૭૧ ને રોજ પોતાના ઠરાવનાં કારણો લખેલાં છે તે નિચેના ઈંતેખાબ ઉપરથી માલમ પડશે.

ઘણો ગેર કાયદેસર (સાંભળેલો) પુરાવ આ મુકદમામાં દાખલ કરાવવામાં આવ્યો છે તો પણ અપીલ વાળાના ગુન્હા વિશે મને કંઈ પણ શક રેહેતો નથી. પણ ફુલપાવર માજીસ્ટ્રેટે અપીલ કરનારને બે જુદાજુદા ગુન્હાને વાસ્તે શિક્ષા કરવામાં ભૂલ ખાધી છે. ચોરી કરવાને સારૂ

---

૨ કલમ ૩૮૦—જે ઇમારત, તંબુ, અથવા વાહાણ માણસના રેહેવામાં આવતુ હોય, અથવા જેમાં કાંઇ મિલકત રાખવામાં આવતી હોય, એવી કોઇ ઇમારત, તંબુ, અથવા વાહાણમાંથી જે માણસો ચોરી કરે, તેને સાત વરસની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

૩ ફુલપાવર માજીસ્ટ્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ સમજવા.

ઘર ફોડવું અને ઘર ફોડવાના સાધનથી ચોરી કરવી તે એક ગુન્હાના ભાગ છે. અને તે માટે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૭૧‡ પ્રમાણે જુદી શિક્ષા થઈ શકે નહીં (મુંબઈની હાઈકોરટનો તારીખ ૪ થી માહે નવેમ્બર સને ૧૮૬૩ નો રાણીવિરૂધ્ધ ભીકા પટેલ નો મુકરદમો જુઓ.)

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૧૯† પ્રમાણે ચોરીના ગુન્હાને વાસ્તે અપીલ વાળા અ

---

‡ કલમ ૭૧—જો જે વસ્તુ ગુન્હો છે તે જુદા જુદા ભાગોથી બનેલી હોય અને તે ભાગો માંહેલો હર કોઈ ભાગ જાતેજ ગુન્હો હોય તો એવા બીજી રીતે કરવું એવો સાફ ઠરાવ નકર્યો હોય તો ગુન્હેગારને તે તેહેના ગુનાહોમાંના એક કરતાં વધારે ગુન્હાની શિક્ષા કરવી નહીં.

† કલમ ૪૧૯ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૮૦ સમજવી

કલમ ૨૮૦—નિચેની કોરટનું કામ વાંચ્યા પછી તથા અપીલ કરનાર અગર તેનો કૌન્સેલ અથવા મુખ્તિઆર હાજર હોય તો તેની વાત સાંભળ્યા પછી અને પબ્લિક પ્રોસીક્યુટર અથવા જે સરકારી વકીલને અથવા બીજા અમલદારને એ કામ સારૂ સરકારે અથવા ડિસ્ટ્રિકટના માજીસ્ટ્રેટે અખત્યાર આપ્યો હોય તે હાજર હોય તો તેની વાત સાંભળ્યા પછી તે કોરટનો ફેંસલો તથા શિક્ષાનો ઠરાવ અથવા હુકમ ફેરવવાને અથવા રદ કરવાને તે અપીલ કોરટ મુખત્યાર છે; અને જે શિક્ષા કરી હોય તે શિક્ષામાં વધારો કરવાનું યોગ્ય કારણ નજરમાં આવશે તો તે શિક્ષા વધારવાને તે મુખત્યાર છે.

નવરખો ગણખાં ઉપરની એક વર્ષ સખ્ત ગજુરી સાથે કેદની શિક્ષા રદ કરી ફુલપાવર માજીસ્ટ્રેટે અપીલ વાળા ઉપરની કરેલી શિક્ષા ફેરવુંછું.

તારીખ ૩જી માહે અકટોબર સને ૧૮૭૧ ને રોજ પુના જીલ્લાના માજીસ્ટ્રેટે (મીસતર જે, ઇ, ઓલીફંટ) મીસ્તર રીચર્ડસનની અરજ ઉપરથી હાઇકોરટના વિચાર અને હુકમ સારૂં કાગના કાગળો મોકલ્યા. મીસ્તર રીચર્ડસને બને ગુન્હાને વાસ્તે જુદી જુદી શિક્ષા કરી હ, તેનાં કારણો તેના કાગળના નાચેના ઈતેખાબ ઉપરથી માલમ પડશે.

સેસન જડજના શેરાને માનસહીત હું નમનતાઇ પુર્વક બતાવું છું કે પુનાના સેસન જડજે સદરહું મુકરદમામાં જે અભિપ્રાય બતાવ્યોછે તેને રાણી સાહેબની હાઇકોરટના જડજોના નાચેના સરકયુલરો, હુકમો, અને ઠરાવો રદ કરેછે.

નામદાર હાઇકોરટનો સરકયુલર નંબર ૧૩૪ તારીખ ૪ થી માહે નવેમ્બર સને ૧૮૬૩.

નામદાર હાઇકોરટનો સરકયુલર નંબર ૪૪૯ તારીખ ૨૬ મી માહે માર્ચ સને ૧૮૬૬.

છાપેલા મુકરદમાના વાલ્યુમ ૫ પાને ૮૩ મે રાણી વિરૂદ્ધ જેનુ બીનઆકુનો તારીખ ૧૬મી માહે સપટેમ્બર સને ૧૮૬૮નો ફેંસલો.

રાણી વિરૂદ્ધ રામચંદ્ર જેરાગના મુકરદમાગાં તારીખ ૧૬મી માહે અગસ્ટ સને ૧૮૬૯નો હાઇ કોરટના જડજોનો ફોજદારી ઠરાવ.

ઉપર બતાવેલા (૧ અને ૩) સરક્યુલર અને ફેંસલાથી એવું માલમ પડશે કે ચોરી કરવા સારૂં રાત્રે ઘર ફોડવા બાબત, અને ચોરીના તોહોમત બાબત જુદી શિક્ષા કરવી તે ગેરકાયદેસર નથી, કેમકે મેં દરેક ગુન્હાને વાસ્તે જે શિક્ષા કરેલી છે, તે એકઠી કરતાં મારા અધિકાર ઉપરાંત નથી.

અપીલવાળાના ગુન્હા વિશે સેસન જડજને કંઇપણ અંદેશો નથી, કેમકે તે કેહેછે કે બંને કામમાં અપીલવાળાના ગુન્હા વિશે કંઇપણ શક નથી. અને તે શિક્ષા ભારેછે એટલા સબબ ઉપરથી સેસન જડજે ઓછી કરી છે તેમ નથી, પણ એવા વલણથી કે, તોહોમતનામાના દરેક તોહોમત બાબત મેં શિક્ષા કરવામાં ભુલ કરીછે, માટે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૦૪[1] પ્રમાણે હું નમનતાઇ પુર્વક અરજ કરૂંછું કે, આ મુકરદમા હાઇકોરટમાં એટલા માટે મોકલવા જોઇએ કે સેસન જડજનો હુકમ રદ કરી પેહેલાંની શિક્ષા બહાલ રાખે.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે બંને તોહોમતના દરેક તોહોમત બાબત એટલે કેદની શિક્ષા થાય એવો ગુન્હો કરવાસારૂં ઘર ફોડવા બાબત અને જે ઘર માણસને રેહેવા સારૂં વપરાતું હોય તે ઘરમાં ચોરી કરવા બાબત, શિક્ષા કરવાનો ફુલપાવર માજીસ્ટ્રેટને અધિકારછે. પરંતુ બંને તોહોમત બાબત જે શિક્ષા કરવામાં આવે તે એકંદર

[1] કલમ ૪૦૪ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૭ સમજવી.

કલમ ૨૯૭ પાને ૨૦ મે જુઓ.

શિક્ષા બંને ગુન્હાગાંના મોહોટા ગુન્હાને સારૂં જે શિક્ષા ઠરાવેલી છે તેના કરતાં વધારે થવી ન જોઇએ. અને વળી તોહોમતદાર સખ્સને ગુન્હેગાર ઠરાવે તે કોરટના અધિકાર કરતાં એકંદર શિક્ષા વધારે થવી નહીં જોઇએ. તે માટે કોરટ સેસન જડજનો હુકમ રદ કરેછે, અને ફુલપાવર માજીસ્ત્રેટે જે શિક્ષા કરેલી છે તે બહાલ રાખે છે.

---

## રાણી વિરૂદ્ધ નારાયણ ગંગારામ અને બીજા.

તારીખ ૨૨મી માહે અગસ્ટ.

પુનાના સેસન જડજ મીસ્તર આર, એચ, પીનાએ સદરહું મુકરદમો હાઇ કોરટના હુકમ સારૂં મોકલ્યો હતો.

બંને કેદી પૈકી દરેકજણ પાસે તેઓના કબજામાં ગેર કાયદેસર સુરતી પાશેર કરતાં વધારે અફીણની બીંદડી માલમ પડી. દરેક બીંદડીમાં એટલો જથો હતો કે જે દંડ વસુલ લેવાતે એક હજાર રૂપૈયાની રકમ કરતાં વધારે હતો. પોલીસે વગર વારંટે તોહોમતદારોને પકડ્યા અને તેઓને પુના જીલ્લાના આકટીંગ માજીસ્ત્રેટ મીસ્તર બેલ પાસે મોકલ્યા, જેણે તે મુકરદમો સેસનકોરટમાં તપાસને સારૂં કમીટ કર્યો. સદરહું કોરટે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૨ની રકમ ૩[1] પ્રમાણે તે તપાસ આસીસ્ટન્ટ સે

---

[1] કલમ ૨૨ ની રકમ ૩ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૮ સમજવી.

કલમ ૧૮—આસીસ્ટન્ટ સેસન જડજ નીમવાનો પણ અખત્યાર સ્થાનિક સરકારને છે. આસીસ્ટન્ટ સેસન

શન જડજ મીસ્તર સત્યંજનાથ ટાગોરને સોંપી. તેણે તોહોમતદારો ગુન્હેગાર માલમ પડવાથી દરેકજણને રૂપેઆ ૧૨૯૨-૬-૪ દંડ આપવાનો અને તે ના આપે તો છ માસ આસાન કેદ ભોગવવાની શિક્ષા કરી.

સેસન જડજ મીસ્તર પીનીના અભિપ્રાયમાં આવ્યું કે આ ગુન્હો આસીસ્ટન્ટ જડજને સાંભળવાનો અધિકાર નથી, અને જીલા માજીસ્ટ્રેટ કે જેને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૨ પ્રમાણે એક હજાર રૂપેઆ સુધી દંડ કરવાનો અધિકાર છે, તે આ મુકરદમાની તપાસ કરી શકે કે નહીં એ બાબતનો શક પડવાથી આ પીના હાઈકોરટના હુકમ સારૂં મોકલી. મીસ્તર પીનીએ

---

જડજો જે સેસન વુકડીને હવાલે કરયા હોય તે વુકડીમાં તેઓએ અપીલોનો નિકાલ કરવાના અને મરણની તથા સમુદ્રપાર કરવાની અને સાત વર્ષ કરતાં વતી કેદની શિક્ષાના હુકમ કરવાના અખત્યાર શિવાય બાકીનો સેસન કોરટનો સઘળો અધિકાર ચલાવવો. પણ સામાન્ય અથવા વિશેષ હુકમ કરીને જે મુકરદમા સેસન વુકડીનો સેસન જડજ પોતાને સોંપે તે મુકરદમાઓનોજ તેઓએ ઇનસાફ કરવો.

આસીસ્ટન્ટ સેસન જડજે ત્રણ વર્ષ કરતાં વતી કેદની શિક્ષાનો હુકમ કરયો હોય તો તે શિક્ષા કાયમ થવાને સેસન જડજની મંજુરી જોઈએ. આસીસ્ટન્ટ જડજે સદરહું પ્રકારનો હુકમ કરયો હોય તો તે બહાલ કરવાનો અથવા તેમાં ફેરફાર કરવાનો અથવા તે રદ કરવાનો અખત્યાર સેસન જડજને છે.

તોહોમતદારોનું પ્રથમ પકડાણ થએલું તેમાં અને મીસ્તર ટાગોરે તેઓને શિક્ષા કરેલી તેમાં ગેરકાયદેસર રીત થયેલી જાહેર કરી.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે આસીસ્ટન્ટ જડજને તે મુકરદમો ચુકવવાનો અધિકાર નોહોતો એવા સેસન જડજના અભિપ્રાય સાથે કોરટ મળતી આવેછે અને ફરમાવેછે કે તોમતદારોની તજવીજ જીલ્લા માજીસ્ટ્રેટ કરવી. કોરટના અભિપ્રાયમાં આવે છે કે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૧ [1] પ્રમાણે આ વિશેષ કાયદા પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુન્હો હોવાને લીધે સને ૧૮૨૭ના રેગ્યુલેશન ૨૧ પ્રમાણે જેટલો દંડ કરવાને તેઓને અધિકારછે તેટલો દંડ કરવાને તેઓને સતાછે. આવા ગુન્હાને વાસ્તે વારંટ શિવાય પકડવું તે બીનકાયદેસર છે

---

૧ કલમ ૨૧ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૭ અને ૮ સામજવી.

કલમ ૭—પાને ૧૦૫ મે જુઓ.

કલમ ૮—હિંદુસ્થાનના ફોજદારી કાયદા શિવાય બીજા કોઇ કાયદા પ્રમાણે શિક્ષા કરવા લાયક ગુન્હા હોય, અને તે ગુન્હાનો ઇનસાફ કઇ કોરટની આગળ અથવા કયા અમલદારની આગળ કરવો તે બાબત તે કાયદામાં સ્પષ્ટ ઠરાવ કરેલો નહીં હોય તે ગુન્હાની આ આકટમાં આગળ લખેલા ઠરાવ પ્રમાણે ચોકશી કરીને ઇનસાફ કરવાનો અધિકાર આ આકટ પ્રમાણે સ્થાપેલી ફોજદારી કોરટોને છે. પણ ઉપર કહેલી કોઈ કોરટ પોતાના અખત્યાર બાહાર શિક્ષાનો હુકમ કરવો નહીં.

એવું સેસન જડજનું ધારવુંછે તેને કોરટ મળતી આવી છે તોપણ ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ૧૦૮[૨] પ્રમાણે વારંટ શિવાય પોલીસ પકડી શકે.

---

## રાણી વિરૂદ્ધ ગરબડ બેહેચર.

તારીખ ૨૨ મી માહે અગસ્ટ

સુરતના સેસન જડજ મીસ્તર ડબલ્યુ, એચ, ન્યુનહામે તોહોમતદારની તજવીજ ચલાવી. અને ખુન કર્યાનો

---

૨ કલમ ૧૦૮ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૯૩ સમજવી.

કલમ ૯૩—જે ગુન્હાને સારૂં વગર વારંટે પકડવાનો પોલીસ અમલદારને અખ્તિયાર નહીં હોય તેવો કોઇ ગુન્હો કોઇ સખસે કર્યો એમ જાણવામાં આવ્યું હોય અથવા એવો તેની ઉપર શક ગયો હોય, અને પોલીસ અમલદારે માગ્યા છતાં તે સખસ પોતાનું નામ તથા રેહેવાનું ઠેકાણું જાહેર નહીં કરે,

અથવા જે ખોટું માનવાનું કારણ હોય એવું નામ અથવા રેહેવાનું ઠેકાણું બતાવે, તો તે સખસનું નામ શું છે અથવા તે કયાં રેહે છે એ વાત નકી કરવા સારૂં તે સખસને અટકાવી રાખવાને તે પોલીસ અમલદાર મુખ્તિયાર છે. અને તેને હકુમતવાળા માજીસ્ત્રેટની પાસે ૨૪ કલાકમાં મોકલી દેવો, પણ તે મુદત પેહેલાં તે ખરૂં નામ તથા રેહેવાનું ઠેકાણું માલમ પડે, તો તેને તાબડતોબ છોડી દેવો.

ગુન્હેગાર ઠેરવી જીવતા ‡ સુધી સમુદ્રપારની શિક્ષા કરી.

માકોર, જે; ગુન્હામાં સામેલ હતી, અને જેણીને માફી મળેલી તેની સાક્ષી ઉપરથી માલમ પડે છે કે તે, તો હોમતદાર ગરબડ સાથે ગુન્હા ભરેમાં કાવતરાં કરતી હતી. તેના ધણી માનસંગને આ વાતની ખબર પડવાથી ગર બડને જમીનના એક કડકામાં ભાગ આપવાની ના પાડી; ગરબડે બે બીજા સખસો, ઉમેદ અને ગીરધરના ઉશ્કે રણીથી અથવા તેઓની સાથે મળી, માકોરને, તેના ધ ણીને ખવડાવવાને સારૂં કેટલુંક સોમલ આપ્યું. માકોરે તેના ધણીના ખોરાકમાં સોમલ નાખ્યું; અને તેથી તે મર ણ પામ્યો. કમીટ કરનાર માજીસ્રેટની રૂબરૂ ગરબડે આ હકીકત સંબંધી સઘળી બીના ખુલી કીધી. પણ જ્યારે તેની જુબાની તેને વાંચી સંભળાવી અને તેને પુછ્યું કે તેં કહ્યું તે ખરૂં છે ત્યારે, તેણે ના પાડી, અને કહ્યું કે મ ને પોલીસે માર્યો હતો. માજીસ્રેટને આ હકીકત ખોટી મા લમ પડી. અને સેસન જડજે આ મુદ્દાને વાસ્તે માજી સ્રેટ સાથે મળતા આવી કરેલી કબુલતને ખબર આપના ર માકોરના પુરાવની પુષ્ટી મળવા ઉપરથી તોહોમતદારને ગુન્હેગાર ઠેરવ્યો.

હાઈકોરટમાં અપીલ કરવા ઉપરથી ઠરાવવામાં આ વ્યું જે આ મુકરદમામાં તોહોમતદારે કમીટ કરનાર મા- જીસ્રેટની રૂબરૂ વિગતવાર કબુલત આપેલી છે. પણ ફો જદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૦૫*

‡ કલમ ૩૦૪—પાને ૫૦ મે જુઓ.

* કલમ ૨૦૫ ને બદલે નવા ફોજદારી કામ ચલા

આનાથે તેની જુબાની તેને વાંચી સંભળાવી ત્યારે, તેણે ના કહ્યું, અને કહ્યું કે મને જાગરી આગળ મર્યા તેથી મેં આ પ્રમાણે કહ્યું.

તેથી કરીને મારૂં કહીએ તો દફતરે દાખલ કરેલી કબુલાત નથી, અને મુકરદમાના મુખ્ય ભાગમાં ખબર આપનારના પુરાવને પુષ્ટી આપવાને કંઇ પણ નથી. તે માટે કોરટ ફકત ખબર આપનારના પુરાવ ઉપર ભરોસો રાખવાને અશક્ય છે. તે માટે અમો તોહોમત અને શિક્ષા રદ કરીએછીએ, અને ફરમાવીએછીએ કે તોહોમતદારને છોડવો.



---

વવાની રીતના કાયદાની કલમ ૩૪૬ સમજવી.

કલમ ૩૪૬—જ્યારે તોહોમતવાળા સખસની જુબાની લેવામાં આવે, ત્યારે તેની સઘળી જુબાની, એટલે તેને પુછેલો પ્રત્યેક સવાલ, તથા તેણે આપેલો પ્રત્યેક જવાબ પુરેપુરો લખી રાખવો, અને તે તેને દેખાડવી, અથવા વાંચી સંભળાવવી, અને તેના જવાબો માહેલી કાંઇ વાતનો ખુલાસો કરવાને, અથવા કાંઇ વધારવાને તે સખસ મુખત્યાર છે.

એ જબાની બરોબર છે એવું તે કહે ત્યારે તે જબાનીપર તે માજીસ્ત્રેટ અથવા સેસન જડજે પોતાને હાથે સહી કરવી. અને તેણે એ પ્રમાણે લખીને તે પર સહી કરવી કે આ જબાની મારી હજુરમાં તથા હું-સાંભળતો હતો એવી રીતે લેવામાં આવી છે, અને તે તોહોમતવાળા સખસે કહેલો સઘળો મજકુર ખરી રીતે એમાં લખેલો છે.

## રાણી વિરૂદ્ધ નારાયણ બાબાજી અને બીજા.

### તારીખ ૨૮ મી માહે અગસ્ટ

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૩૪* પ્રમાણે આ મુકરદમો પુનાના સેશન જડજ મીસ્તર પીનીએ મોકલ્યો હતો. આ મુકરદમાની હકીકત અને બીના નિચે પ્રમાણે હતી.

માહે આકટોબર સને ૧૮૭૧ ના માસની શરૂઆતમાં પુનાની પોલીસ ફોર્સગાના એક સખસને નનામી એક અરજી પુનાના ચીફ કોનસ્ટેબલના નામની મળી. તેમાં એવું લખ્યું હતુ કે પેહેલાં કેટલાક વખત ઉપર મારો પન્ટ જોગના ઘરમાં અપહરણ થયું. એક નારાયણ ખીડકર નામના સખસના કબજામાં ચોરીની મિલકત છે. અને તે આથવેલની વીશીમાં જમવા જાય છે. અને તે ત્યાં સવારના અગીઆર કલાકે ગમે તે દહાડે માલમ પડશે. અને જો તેને સાવચેતીથી પકડવામાં આવશે તો તેની પાસેથી ચોરીની મિલકતનો કેટલોક ભાગ માલમ પડશે. આ અરજી ચીફ કોનસ્ટેબલ આકબરઅલીએ પોલીસના ઇનસપેકટર મીસ્તર ટ્રેનને બતાવવા ઉપરથી મીસ્તર ટ્રેને તાહેનાતદાર નંબર ૧ અને ૨ નારાયણ બાબાજી અને ગ્યાનુરામજી હેડ કોનસ્ટેબલોને નનામી અરજીમાં બતાવેલા ખીડકર નામના સખસની ત-

* કલમ ૪૩૪ ને બદલે નવા ફોજદારી કામ ચલાવવાના રીતના કાયદાની કલમ ૨૯૬ સમજવી.

કલમ ૨૯૬--પાને ૧૨ મે જાઓ.

પાસ કરવાને ફરમાવ્યું. તેઓએ બીજી બાબતો જાહેર કરી તેમાં જાહેર કર્યું કે તેનું ખરૂં નામ તેઓ તેના પાસેથી જાણી શક્યા નહીં. તારીખ ૧૨ મી માહે આકટોબર ની સવારના રોજ ઇનસ્પેક્ટર મીસ્તર ટ્રૂને બીડકરને પકડવાને સારૂં અકબર અલીને અને તોહોમતદાર અને બીજા પોલીસના માણસોની રૂબરૂ મોહોડાનો હુકમ આપ્યો. તેથી નંબર ૧ અને ૨ ના તોહોમતદારોએ બીડકરને પકડ્યો. અને તેને ફરાસખાનામાં રાખ્યો. જ્યાં તે ૨૩ અથવા ૨૪ કલાક સુધી કેદમાં રહ્યો. ફરાસખાનામાં નંબર ત્રણનો તોહોમતદાર નાનખાન જેને પેહેલાના પકડવા અથવા સંબંધ વિષે કંઇપણ જ્ઞાન નોહોતું, તે, બીડકરને જુદી ઓરડીમાં લેઇ ગયો. અને જોગના ઘરની ચોરીમાં તે સામેલ હતો કે નહીં તે બાબત સવાલ પુછ્યા. વળી બીડકરે એવું કહ્યું કે મને ખરાબ રીતે વર્તેલો છે પણ તે સાબિત કરવાને શકતો નહોતો. પછીથી ઇનસ્પેક્ટર મીસ્તર ટ્રૂને તેને મુચલકા ઊપર છોડ્યો. આવી બીનાઓ ઉપરથી ત્રણ પોલીસના કોનસ્ટેબલો તથા બીજા ઉપર હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૨૨૦[1]

---

૧ કલમ ૨૨૦—કોઈ માણસનો હોદ્દો એવી તરેહનો હોય કે તેથી કોઈ સખસોના તેને ઇનસાફ થવા સારૂં કમીટ કરવાનો અથવા તેઓને કેદમાં મોકલવાનો, અથવા કોઈ સખસોને કેદમાં રાખવાને તેને અખ્તિયાર મળ્યો હોય, તે માણસ તે અખ્તિયાર અમલમાં લાવતાં, લાંચ લઇને, અથવા દ્વેષ બુદ્ધિથી જેમ કોઈ સખસને તેનો ઇનસાફ થવા સારૂં કમીટ કરે અથવા તેને કેદમાં મો

અને ૩૪૮ર પ્રમાણે જે શખસને અખત્યાર હોય તે શખસ હું કાયદાથી વિરૂદ્ધ ચાલુ છું એમ જાણીને કોઈ સખસને કેદમાં મોકલ્યાનો, અથવા જબરજસ્તીથી કબુલાત કરાવવાના કારણસર ગેરવ્યાજબી કેદ

---

કરે, અથવા કોઈ સખસને કેદમાં રાખે, અને તે એમ જાણતા હોય કે આમ કરવામાં હું કાયદાથી ઉલટો ચાલુ છઉં, તો તે માણસને સાત વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની, કેદની અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.

ર કલમ ૩૪૮—કોઈ સખસને કેદ કરીને તે સખસ પાસે, અથવા તે સખસની સાથે સંબંધ રાખનારા કોઈ સખસ પાસે, જેથી કાંઈ ગુનોહો અથવા બદચાલ પકડાય એવી કાંઈ ખબર અથવા કબુલાત જબરજસ્તીથી લેવાનાં કારણસર, અથવા કેદ કરેલા સખસ પાસે કે તેની સાથે સંબંધ રાખનારા કોઈ સખસ પાસે, જબરજસ્તીથી કાંઈ મિલકત અથવા કિમતી દસતાવેજ પાછો અપાવવા અથવા અપાવવાના કારણસર, અથવા તે કાંઈ લેહેણુ કે માંગણ પતાવે, અથવા જેથી કાંઈ મિલકત અથવા કિમતી દસતાવેજ પાછો મળી શકે, એવી કાંઈ ખબર આપે, એમ કરવાના કારણસર જે માણસ તે સખસને ગેરવ્યાજબી કેદ કરે, તે માણસને ત્રણ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

દ કરેલાનુ તોહોમત ફુલપાવરી[1] માજીસ્ત્રેટ ડૉકતર ફ્રેઅરે ની રુબરુ મુક્યુ હતુ.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૨૫[2] પ્રમાણે તોહોમતદારોને માજીસ્ત્રેટે છોડ્યા. તેજ કાયદાની કલમ ૪૩૫ [3] પ્રમાણે સેસન જડજ મીસ્તર પીની ને અરજ કરવા ઉપરથી તેણે તારીખ ૧૭મી માહે જાનેવારી સને ૧૮૭૨ને રોજ ત્રણ તોહોમતદારોને તેઓ ની તપાસ લેવાસારૂં કમીટ કરવાને ફરમાવ્યું. આસીસ્ટન્ટ સેસન જડજની રુબરુ તપાસ ચાલી, અને તોહોમતદારો ને છોડયા.

મીસ્તર પીનીને ફરીથી અરજ કરવા ઉપરથી આ મુકરદમો હાઈકોરટમાં હુકમ સારૂં મોકલ્યો.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે ગેર કાયદેસર રીતે કેદ કરવા વિશેની સાબિતીજ દ્વેષભાવનો કાયદેસર રીતે અનુમાન કરવાને આધાર મળતો નથી. આવી રીત કમીટ કરવાનુ ફરમાન કાયદાથી ઉલટુ છે, એ, હકીકતનો સવાલ છે, અને કાયદાનો નથી, અને હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૨૨૦નો હેતુ પાર પાડવાને સારૂં એ સવાલ સાબિત કરવો જોઈએ.

---

[1] ફુલપાવર માજીસ્ત્રેટને નવા ફોજદારી કામ ચલાવવા ની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ત્રેટ સમજવા.

[2] કલમ ૨૨૫ને બદલે કલમ ૧૯૫ સમજવી.

કલમ ૧૯૫ પાને ૧૧૫મે જુઓ.

[3] કલમ ૪૩૫ને બદલે કલમ ૨૯૯ સમજવી.

કલમ ૨૯૯ પાને ૧૧૨મે જુઓ.

## રાણી વિરૂદ્ધ અહોન અકોંગ.

### તારીખ ૫મી માહે સપટેમ્બર.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૩૪[1] પ્રમાણે ઉતર કયાનેરાના ડિસ્ટ્રીકટ માજીસ્ત્રેટે આ મુકરદમો હાઇકોરટના હુકમ સારૂં મોકલ્યો હતો.

મુકરદમાની હકીકત ટુંકામાં નિચે પ્રમાણે છે.

તોહોમતદાર અહોન અકોંગને (બરગલરી[2]) ચોરી કરવા સારૂં રાતરે ઘર ફોડયાનો પ્રીન્સ ઓફ વેલ્સ આય લાન્ડ, સીંગાપુર અને મલાકાની જ્યુડીશીયરના કોરટે ગુન્હેગાર ઠરાવી રીકોરડરે હિંદુસ્થાનના ગવરનર જનરલ ઈનકોન્સેલ જે જગ્યા ફરમાવે અને મુકરર કરે તે જગ્યાએ રાખવા દસ વર્ષ સુધી સમુદ્રપારની શિક્ષા કરી. આ શિક્ષા અન્વયે તેણે રત્નાગીરી જેલમાં આઠ વર્ષ, એક માસ અને પંદર દીવસ શિક્ષા ભોગવ્યાબાદ તેને કેદના

---

૧ કલમ ૪૩૪ને બદલે કલમ ૨૯૬ સમજવી. કલમ ૨૯૬-પાને ૧૨ મે જુઓ.

૨ કલમ ૪૫૮—કોઇ સખસને બથા કરવાની, અથવા કોઇ સખસની ઉપર હુમલો કરવાની, અથવા કોઇ સખસને ગેરવ્યાજબી રીતે અટકાવવાની, અથવા કોઇ સખસને વ્યથા, હુમલા, અથવા ગેરવ્યાજબી અટકાવનો ભય ઉત્પન કરવાની, તૈયારી કરીને જે માણસ રાત્રે ગુપ્ત ગ્રહ પ્રવેશ કરે, અથવા રાત્રે ઘર ફોડવાનો ગુન્હો કરે, તે માણસને ચૌદ વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

ઇનસ્પેક્ટર જનરલે ટીકીટ ઓફલીવ (શિક્ષાની માફી) આ
પ્યા ઉપરથી કારવારમાં રેહેવાની રજા મળી.

કારવારમા તેણે રેહેવાના ઘરમાં[1] ચોરી કર્યાનો ગુન્હો
કર્યો. માજીસ્ત્રેટ મીસ્તર મીંગલે તેની તપાસ કરી તારીખ
૧૦ મી માહે માર્ચ સને ૧૮૭૨ ને રોજ પંદર માસ
સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા કરી.

આ શિક્ષા કર્યા પછી ફુલપાવર માજીસ્ત્રેટે[2] ને હિંદુ
સ્થાનના ફોજદારી કાયદાની કલમ ૨૨૭[3] પ્રમાણે શિક્ષા
ની માફીની સરતો તોડવા બાબતનો ગુન્હેગાર ઠેરવી તેને
રીકોરડરે પેહેલાં જે શિક્ષા કરી હતી તે પૈકી જેટલો ભા
ગ તેણે ભોગવ્યો નોહોતો તેટલો ભાગ ભોગવવાની શિ
ક્ષા કરી.

રેહેવાના ઘરમાં ચોરી કરવા બાબત ફુલપાવર મા

---

૧ કલમ ૩૮૦ પાને ૧૨૦ મે જુઓ.

૨ ફુલપાવર માજીસ્ત્રેટને નવા ફોજદારી કામ ચલાવ
વાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વર્ગના માજીસ્ત્રેટ
સમજવા.

૩ કોઈ માણસને શિક્ષાની કાંઇ સરતી માફી કબુલ
કરી હોય, તે માણસ, અગર જે સરતથી તેને માફી મ
ળી હોય તે સરત જાણી બુજીને તોડે, તો તે માણસને, અગર
તેણે અસલ શિક્ષામાંની કાંઈ ભોગવી નહીં હોય તો, જે
શિક્ષાનો અસલ હુકમ થયો હોય તે શિક્ષા કરવામાં આ
વશે, અને તે શિક્ષામાંની કાંઇ તેણે ભોગવી હોય, તો તે
શિક્ષામાંની જેટલી નહીં ભોગવી હોય તેટલી શિક્ષા કરવા
માં આવશે.

જીસ્ત્રેટના કચાલેનડર નંબર ૪૧ના મુકરદમા વિશે માજી. સ્ત્રેટ જણાવ્યું કે પ્રોસીડીંગ રદ કરવું જોઇએ, અને આ બાબત બ્રિટિશ ઈંડીયામાં કોઇ પણ કોરટને સતા હોય એવો શક છે.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે કારવારના ફુલપાવર માજીસ્ત્રેટને હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૨૨૭ પ્રમાણે શિક્ષાની મશીની સરતો તોડવા બાબતના ગુન્હાવિશે ગુન્હેગારની તપાસ કરવાનો અધિકાર છે.

---

## રાણી વિરૂદ્ધ નવરજજી દાદાભાઈ.

તારીખ ૮મી માહે અકટોબર.

ગ્રેઇટ ઇન્ડીયન પેનીનશુલા રેલવે કંપનીનો એક ડબલ્યુ, મુસાફરી કરનાર હીસાબ તપાસનારે કેદી કે જે બુકીંગ કલાર્ક હતો તેહેના હીસાબમાં બાવકી શોધી કાહાડી, તેને ત્યાં ગયો, અને તેને કહ્યું કે જેલમાં ગયા કરતાં રૂપેયા આપવા સારૂંછે, અને વળી કહ્યું કે સાચું કેહેવું સારૂં છે. પછી કેદીને ટ્રાફીક મ્યાનેજરની રૂબરૂ લાવ્યો; જેની રૂબરૂમાં તેણે રૂપેયા ૮૨૯-૮-૦ ની રકમ મળેલી છે એવું કબુલ કરી પોહોંચ ઉપર સહી કીધી. કેદી ઉપર પછીથી આ રકમ અને બીજી રકમને સારૂં નોકર તરીકે સાંપરાધ‡ વિશ્વાસઘાત કર્યાનો ગુન્હો મુકયો.

---

‡ કોઇ માણસ મેહેતો અથવા ચાકર હોય, અથવા કોઇને મેહેતા અથવા ચાકર દાખલ રાખ્યો હોય, અને તે દરજાથી તેને કાંઈ મિલકત અથવા કાંઇ મિલકત ઉપર અખ્તિયાર કંઇ પણ રીતે સોંપ્યો હોય, તે માણસ

એવું ઠરાવવામાં આવ્યું જે મુસાફરી કરનાર હીસાબ તપાસનાર જે શબ્દો બોલ્યો તેથી કેદીને કબુલ કરવાની લાલચ થઇ. અને ઠરાવ્યુ, હિંદુસ્થાનના પુરાવના કાયદાની કલમ ૨૪[1]ના અર્થ પ્રમાણે અખિઆરવાળો માણસ હતો, તેથી વળી કેદીએ પોહોંચ ઉપર સહી કરી તે તેની તપાસ વખતે દાખલ થઇ શકે નહીં.

વળી એવું ઠરાવવામાં આવ્યું કે લેટરપેટન્ટની કલમ

---

તે મિલકત બાબત સાપરાધ વિશ્વાસઘાત કરે, તો તેને સાત વર્ષની મુદત સુધીના એમાંના ગમે તે પ્રકારની કેદની શિક્ષા કરવામાં આવશે, અને વળી તે દંડને પણ લાયક થશે.

૧ કલમ ૨૪—કોઇ ફોજદારી કામમાં કોઇ તોહોમતવાળા સખસે કરેલી કબુલાત કોઇ અખિઆરવાળા સખસ તરફથી તે તોહોમતવાળા ઉપરના તોહોમતને સંબંધે મળેલી લાલચ, કીંવા ધમકી, કીંવા વચન ઉપરથી કરવામાં આવી છે એવું કોરટની નજરમાં આવે, તથા તે લાલચ, કીંવા ધમકી, કીંવા વચન કોરટના અભિપ્રાયમાં એવાં હોય કે પોતાના ઉપર જે કામ ચાલેછે તે કામને સંબંધે પોતાને સદરહું મુજબ કબુલાત કર્યાથી સંસાર વિષયનો હરકાંઇ ફાયદો થશે, અથવા એવી હરકાંઇ આફત દુર થશે, એમ સમજવાને સદરહુ તોહોમતવાળા સખસને યોગ્ય જણાય, એવા સબબ તેને સદરહું મુજબની લાલચ કીંવા ધમકી કીંવા વચન ઉપરથી મળ્યાં છે, તો કબુલાત મજકુર સદરહું ફોજદારી કામમાં લગતી નથી.

૨૬ પ્રમાણે વિશેષ રાખેલા કાયદાનો વિચાર કરતાં એવો અભિપ્રાય થાય છે કે જે તોહોમતના મથાળાનો કેદી ગુન્હેગાર છે તે તોહોમતના મથાળાના એક તોહોમતનો પુરાવ ગેરવાજબી રીતે દાખલ કરવામાં આવ્યો હોય (તોહોમતના એ મથાળાના જુદા ગુન્હા વિષે) અને આવાં તોહોમતના મથાળા વિશે તોહોમત ખરાબ હોય તો આખો મુકરદમો ફરી તપાસમાં લેઈ શકે છે. અને જો એવું માલમ પડે કે પુરાવ ગેરશીરસ્તે દાખલ કરવામાં આવ્યો છે તેથી કરીને તોહોમતના બીજા મથાળા વિશે જ્યુરીને ખરી રીતે અસર થઈ જણાય તો તેથી તે મથાળાનું તોહોમત રદ કરવું નહીં, પણ તે ઉપર હુકમ કરી શિક્ષા ફરમાવવી.

પુરાવના આક્ટની કલમ ૧૬૭* હાઈ કોરટમાં જ્યુરીથી ફોજદારી તપાસ થઈ હોય તેને લાગુ પડે છે.

---

* જ્યારે નહીં લેવા યોગ્ય પુરાવ લીધો હોય, અથવા લેવા યોગ્ય પુરાવ નહીં લીધો હોય, ત્યારે જે કોરટની રૂબરૂ એ બાબત હરકત ઉઠાવવામાં આવી હોય, તે કોરટના નજરમાં જો એમ આવે કે હરકતવાળા લીધેલા પુરાવ શિવાય ઠરાવ મજકુર કરવાને, જેટલો પુરાવ જોઈએ તેટલો પુરાવ હતો, અથવા નહીં લીધેલો પુરાવ લીધો હોત તો તે ઉપરથી ઠરાવમાં ફેર પડત નહીં તો સદરહું મુજબ પુરાવ લીધો અથવા નહીં લીધો એટલાજ માત્ર સબબ ઉપરથી ફરી તજવીજ કરાવવી નહીં, બીજા હરકોઈ કામનો હરકોઈ ઠરાવ રદ કરવો નહીં.

## રાણી વિરૂદ્ધ હરગોવનદાસ અને હરકીશનદાસ.

તારીખ ૨૫મી માહે જાનેવારી.

આ મુકરદમામાં તોહોમતદાર હરગોવનદાસ અને હરકીશનદાસને ભરૂચના ફુલપાવર [1] માજીસ્ટ્રેટ મીસ્તર માણેકજી કાવસજી શેઠીએ ઠગાઇ [2] ના ગુન્હા બાબત તારીખ ૪થી માહે સપટેમ્બર સને ૧૮૭૧ને રોજ ગુન્હેગાર ઠરાવી દરેક જણને છ માસ સખ્ત મજુરી સાથે કેદ, તથા રૂપૈયા ૫૦૦ દંડ, અને તે ના આપે તો તેજ જાતની ત્રણ માસ વધારે કેદ ભોગવવાની શિક્ષા કરી.

આપીલમાં સુરતના સેસન જડજે (મીસ્તર ડબલ્યુ, એમ, પુનહામ) તોહોમત અને શિક્ષા બાહાલ રાખી. મુકરદમાની હકીકત સેસન જડજના નીચેના ઠરાવ ઉપરથી પુરતી રીતે માલમ પડશે.

પુરાવ ઉપરથી એમ માલમ પડે છે કે બને આપીલવાળાને એક મનોરદાસનું રૂપૈયા ૯૦૦નું દેવું હતું. અને તેના ઉપર તેણે દાવો કરવાની ધાસ્તી આપ્યાથી તે એઓનું ઘર ઘરેણે મુકવાને હરગોવનદાસ કબુલ થયો, અને સ્ટામ્પનો કાગળ લાવી તેના ઉપર દસ્તાવેજ કર્યો, આ

---

૧ ફુલપાવર માજીસ્ટ્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વરગના માજીસ્ટ્રેટ સમજવા.

૨ કલમ ૪૧૭—જે માણસ ઠગાઈ કરે, તેને એક વર્ષની મુદત સુધીની બેમાંના ગમે તે પ્રકારની કેદની, અથવા દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે.—

ને તેના ઉપર હરગોવનદાસે સહી કરી. આ દસ્તાવેજ તેના ભાઈની સહી થયે અને સાક્ષિઓ થયેથી પુરો થવાનો હતો. તોપણ પછીથી બીજા લેણદાર સારૂં હરગોવનદાસે એડવાન્સ તરીકે રૂપૈયા ૨૦૦ વધારે માગ્યા. મનોરદાસે તે આપવાની ના પાડી. અને આ રૂપૈયા આપતાં સુધી હરગોવનદાસે એ દસ્તાવેજ પુરો કરવાની ના કહી તે દસ્તાવેજ કદી પુરો થયો નહીં, કેમકે બને આ પીલવાળાએ એ ઘર એક અચરતલાલને ઘરેણે આપ્યું. આ હકીકત મનોરદાસે સાંભળ્યા ઉપરથી તે સબ રજીસ્ટ્રારની કચેરીમાં તે દસ્તાવેજ રજીસ્ટર થતો અટકાવવાને સારૂં ગયો, પણ તેનો દાહાડો વળ્યો નહીં.

હરગોવનદાસ એવું સાબિત કરવાને યત્ન કરેછે કે અધુરા દસ્તાવેજમાં રૂપૈયા ૯૧૯ દાખલ કરેલા છે, તેમાં રૂપૈયા ૨૦૦ જે માગેલા તેનો સમાસ થાયછે, અને તેણે દસ્તાવેજ પુરો કરી આપ્યો નહીં, કેમકે તે જ્યાં સુધી રજીસ્ટર કરવામાં આવે ત્યાં સુધી મનોરદાસે રૂપૈયા ૨૦૦ આપવાની ના પાડી, અને દસ્તાવેજમાં રૂપૈયા ૨૦૦ ની જુદી રકમ દાખલ કરી નહીં. પણ તે આ વાત સાબિત કરી શક્યો નથી. ઉપર બતાવ્યા પ્રમાણે મને હકીકત માલમ પડેછે.

માજીસ્ત્રેટે ઠરાવ્યું છે કે, અચરતલાલને ઘરેણે આપવાનો ઇરાદો છુપાવ્યો તે ઠગાઈ હતી, જે ઠગાઈથી મનોરદાસ સ્વભાવિક રીતે કરત તે કર્યું નહીં, એટલે તે આ પીલવાળા ઉપર દાવો કરત; અને તેથી તેણે તે બંનેને ઠગાઈના ગુન્હેગાર ઠરાવ્યા છે, એવું અનુમાન કરીને કે

મનોરદાસે તેઓની ફકત જંગમ મિલકત ઘરેણે આપવાનો ઇરાદો કરેલો તે તેના ભાઈ હરકીશનદાસે જાણવો જોઇએ. જયારે રૂપૈયા ૨૦૦ને વાસ્તે તકરાર થઈ ત્યારે હું ધારૂંછું કે મનોરદાસે એકદમ આ બાબત સંબંધી તકરાર કરવી બંધ કરી દાવો કરવો હતો. તોપણ તેને ખબર થયા વગર અમરતલાલને ઘરેણે આપ્યું, ત્યાંસુધી તેમે બદ દયાનતથી ઉઠાવ્યા કીધા તેમાં કંઇપણ શક નથી. આ કામમાં ગુન્હો કરનાર પક્ષકાર હરગોવનદાસ છે. પણ માજીસ્ત્રેટ ટીકા કરેછે કે અગર જો હરકીશનદાસ દુર રેહેતા હતા તોપણ તેને આ બાબત વિશે માહીતી હતી એવો શક લાવવાને પુરતુ કારણ છે. તોપણ આથી તેને ગુન્હેગાર ઠરાવવો બસ નથી. જો, મનોરદાસે એવી સાક્ષિ નહીં આપી હોત કે દસ્તાવેજ પુરો કરવાને મેં બને અપીલવાળાને બોલાવ્યા હતા, અને તેનો નોકર ઇચ્છાશંકર કેહેછે કે હું હરકીશનદાસ પાસે ગયો અને બોલાવવાનું કારણ કહ્યું; જેથી તેણે આવવાનું વચન આપ્યું, પણ તે આવ્યો નહીં; હું માજીસ્ત્રેટ સાથે મળતો આવું છું કે બને અપીલવાળા મનોરદાસ સાથે દગો રમ્યા, અને તથા અપીલ ના મંજુર કરૂંછું.

તા૦ ૩૦મી માહે નવેમબર સને ૧૮૭૧ ને રોજ તોહોમતદારો તરફથી હાઇકોરટમા અરજી આપવામાં આવી, તેમાં એવી વિનંતી કરવામાં આવી કે સદરહું મુકરદમાના કાગળો ફુલપાવર માજીસ્ત્રેટ પાસેથી મંગાવી તોહોમત અને શિક્ષા રદ કરવી, અરજી મંજુર કરવામાં આવી હતી.

આરજદારોના તરફથી એમેની તકરાર બતાવવામાં આવી હતી કે તોહોમત કાયમ રાખવાને ઠગાઇના ઇરાદાનો પુરવ નથી, વળી તેણે તકરાર કરી કે આ કામ તદન દિવાની છે.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે કોરટના અભિપ્રાયમાં આવેછે કે હકીકતો ઉપરથી ઠગાઇનો ગુન્હો થઇ શકતો નથી, સબબ તોહોમત અને શિક્ષા રદ કરવામાં આવેછે.



## રાણી વિરૂદ્ધ કિકાભાઈ પરભુદાસ.

તારીખ ૫ની માહે ડીસેમ્બર.

ગુજરાત મીત્રનો છાપનાર તોહોમતદાર કીકાભાઈ પરભુદાસને આબરૂ લીધાનો ગુન્હેગાર ઠરાવી સુરતના ફુલ પાવર⊕ માજીસ્ત્રેટ મીસ્તર જગજીવનદાસ ખુશાળદાસે રૂપૈયા ૫૦૦ દંડ, અને તે ના આપે તો પાંચ માસ આસાન કેદ ભોગવવાની શિક્ષા કરી. આ તોહોમત અને શિક્ષા ઉપર કીકાભાઈ પરભુદાસે સુરતના સેસન જડજ (મીસ્તર ડબલ્યુ, એમ, ન્યુનહામ) ને આપીલ કરી. જેણે દંડ કમી કરી રૂપૈયા ૧૦૦, અને તે ના આપે તો એક માસ આસાન કેદની શિક્ષા કરી.

હાઇકોરટમાં અપીલ થવાથી ઠરાવવામાં આવ્યું જે સને ૧૮૬૧ના આકટ ૨૫ પ્રમાણે આબરૂ લીધા બાબત

---

⊕ફુલપાવર માજીસ્ત્રેટને બદલે નવા ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદા પ્રમાણે પેહેલા વરગના માજીસ્ત્રેટ સમજવા.

નું તોહોમત મુકવાગાં હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૪૯૯ માં બતાવેલા અપવાદોની ના કેહેવાની જરૂર નથી.

જે સખસ ઉપર આબરૂ લીધાનું તોહોમત મુકયું તે શખસને જે લાઇબલવાળો વિષય તણે છાપ્યો, તેમાં જુદુ તોહોમત જે પ્રમાણે તે દિવાની કોરટમાં પ્રતિવાદી હોય, અને તેઓની સાબિત કરવાને તેને જરૂર પડે તેજ પ્રમાણે સાબિત કરવાને તેને જરૂર પાડવાગાં જડજની કાયદા પ્રમાણે ભુલ નથી.

જે સવાલો બાબત નિમ્નેની કોરટના ઠરાવથી બંધાયેલા છે તે સવાલો શિવાય તોહોમતદારના ખરા અંતઃકરણ અથવા લાઇબલમાં જે જે હકીકતો લખી છે તે બાબત સાચવટના સવાલો બાબત હાઇકોરટ ફરી તપાસની કોરટ માફક નિચેની કોરટના ઠરાવો વચ્ચે પડી શકતી નથી.

---

# વૉલ્યુમ ૧૦

## શાણી વિરૂદ્ધ જેઠા ભલા.

તારીખ ૨૭મી માહે મારચ સને ૧૮૭૩

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાના કલમ ૨૯૬[1] પ્રમાણે સુરતના ડિસ્ટ્રિકટ માજીસ્ટ્રેટ મીસતર ટી. સી. હોપે આ મુકરદમામાં (રેફરન્સ) અભિપ્રાય પુછાવ્યો હતો. એક ભંગીએ ડીટીઆએ માંડવીના ત્રીજા વરગના માજીસ્ટ્રેટની રૂબરૂ તાડું'મતદાર જેઠા ભલા ઉપર બુદ્ધિ[2] પુર્વક વ્યથા કર્યાની ફરિયાદ કરી હતી. માજીસ્ટ્રેટે આ ફરિયાદ કાહાડી લેવાની રજા આપી; ડિસ્ટ્રિકટ માજીસ્ટ્રેટના અભિપ્રાયમાં આવ્યું કે માજીસ્ટ્રેટને તે ફરિયાદ કાહાડી લેવાની રજા આપવાનો અધિકાર નોહોતો, અને તે માટે હાઈકોરટના હુકમ શારૂ આ મુકરદમો મોકલ્યો હતો.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે બુદ્ધિ પુર્વક વ્યથાનો ગુન્હો કાયદેસાર રીતે માંડી વળાય છે, અને તે માટે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૧૮૮[3] પ્રમાણે તે કાહાડી લેવાની રજા અપાય છે.

---

૧ કલમ ૨૯૬ પાને ૧૨ મે જુઓ.

૨ કલમ ૩૨૩ પાને ૧૧૧ મે જુઓ.

૩ કલમ ૧૮૮—જે ગુન્હા માંહો માંહે માંડી વાળવાનો કાયદા પ્રમાણે અખ્તિયાર હોય તે ગુન્હા કોરટની બાહાર માંડી વાળવાનો અખ્તિયાર જે સખસોનું નુ

## રાણી વિરૂદ્ધ જેમલ શ્રાવન.

તારીખ ૨૭મી માહે માર્ચ.

ખાન દેશના સેસન જડજ મીસ્તર ઈ, એ, હોપ ટે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૬†પ્રમાણે આ મુકરદમો હાઇકોરટના હુકમ સારૂં મોકલ્યો હતો.

તોહોમતદાર જેમલને પેહેલા વર્ગના માજીસ્ટ્રેટ મીસ્તર ડબલ્યુ, એ, ઇસ્ટે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૨૨૮* પ્રમાણે શાહેદ તરીકે સાક્ષી આપતી વખતે ફેરફાર બોલી પોતાની કોરટનો વખત ગુમાવ્યાનો

---

કશાન થયું હોય તે સખસોનેછે. અને તે ગુન્હા કોરટમાં માંડી વાળવા હોય,તો કોરટની પરવાનગી લેઇને માંડી વાળવા. ફરિયાદનુ કામ ચલાવવાનુ ઉપર કહ્યા પ્રમાણેલઈ લેશે તો તોહોમતવાળા સખસને છોડી દીધાના જેવું ફળ થશે.

† કલમ ૨૯૬ પાને ૧૨ મે જુઓ.

* કલમ ૨૨૮—કોઇ સરકારી નોકર કાંઈ ધનસાથી મુકરદમાના કોઇપણ ભાગમાં બેઠો હોય તે વેળાએ તે સરકારી નોકરનુ જે માણસ ઇરાદાથી અપમાન કરે, અથવા તેને કાંઇ હરકત કરે, તે માણસને છ મહીનાની મુદત સુધીની આસાન કેદની, અથવા એક હજાર રૂપીયા સુધીના દંડની, અથવા એ બંનેની શિક્ષા કરવામાં આવશે—

ગુન્હેગાર ઠરાવ્યો, અને રૂપીયા ચાર દંડ કર્યો. સેસન જડજના અભિપ્રાયમાં આવ્યું કે સદરહું તોહોમત રાણી વિરૂદ્ધ અખા ભીવરાવના ઠરાવ અન્વયે ગેર કાયદેસર છે, અને તેથી રદ કરવું જોઇએ.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૨૨૮, અને ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૪૩૫* ના અર્થ પ્રમાણે સાક્ષીના ફેરફાર બોલવાથી જરૂર રીતે કોરટનો તીરસકાર થતો નથી, તોપણ તેમ થાય પણ ખરૂં.



*કલમ ૪૩૫—હિંદુસ્થાનના ફોજદારી કાયદાની કલમ ૧૭૫ મી, ૧૭૮ મી, ૧૭૯ મી, ૧૮૦મી અથવા ૨૨૮ મી કલમમાં બયાન કરેલો કોઇ ગુન્હો જ્યારે કોઇ દિવાની, ફોજદારી, કે રેવન્યુ કોરટના દેખતાં અથવા તેની હજુરમાં કરવામાં આવે, ત્યારે પછી તે ગુન્હો કરનાર શખ્સની વિલાયતી રૈયત હોય કે નહીં તોપણ તેને પોહોરામાં રાખવાને તે કોરટ મુખ્તિયાર છે. અને તેજ દાહાડે કોરટ ઉઠતાં પેહેલાં કોઇપણ વખતે તે ગુન્હાની તજવીજ કરવાને તે કોરટ મુખ્તિયાર છે, અને તે ગુન્હો કરનારને બસેં રૂપીયા સુધીના દંડની શિક્ષા કરવાને અને તે દંડ ન આપે તો એક મહીનાની મુદત સુધીની દિવાની તુરંગમાં કેદની શિક્ષા કરવાને તે કોરટ મુખ્તિયાર છે, પણ તે દંડ આપે એટલે તેને તુરત છોડી મુકવો.

## રાણી વિરૂદ્ધ લાલા શંભુ.

તા૦ ૨૭ મી માહે માર્ચ

અમદાવાદના ડિસ્ત્રિકટ માજીસ્ત્રેટ મીસ્તર એ, એ, બોગડેઈલે ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૬* પ્રમાણે આ મુકરદમો હાઈકોરટમાં હુકમ સારૂ મોકલ્યો હતો. મોડાસાના ત્રીજા વર્ગના માજીસ્ત્રેટ મીસ્તર હરીલાલ સંપતરામે તોહોમતદારની તપાસ ચલાવી હતી, અને તેને ચોરીના ગુન્હાનો તકશીરવાન ઠેરવ્યો હતો; પણ પોલીસ ઓફીસરના રિપોર્ટ ઉપરથી તેણે સદરહું મુકરદમો ચલાવ્યો હતો તેથી, ડિસ્ત્રિકટ માજીસ્ત્રેટે ધાર્યુ કે તેને અધિકાર નોહોતો.

તે ઉપરથી ઠરાવવામાં આવ્યું જે ફોજદારી કામચલાવવાની રીતના કાયદાની કલમ ૧૨૩‡ પ્રમાણે પોલીસ

---

* કલમ ૨૯૬-પાને ૧૨ મે જુઓ.

‡ કલમ ૧૨૩-અગર મળેલી ખબર ઉપરથી એમ જણાય કે જે સખસને પકડેલો છે તે સખસના ઉપર જે ગુન્હાનું તોહોમત મુકયું છે તે ગુન્હો તે સખસે કર્યો છે, અને તે ગુન્હો જામીન લઈ શકાય એવો ન હોય તો તે પોલીસની ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે તે ગુન્હા બાબત જે માજીસ્ત્રેટને અધિકાર હોય તે માજીસ્ત્રેટની પાસે તે સખસને પોહોરામાં મોકલી દેવો. અને ફરિયાદ કરનાર કોઈ હોય તો ઠરાવેલે દીવસે તે માજીસ્ત્રેટની આગળ હાજર થવા સારૂં, તથા બીજી રીતનો હુકમ થાયત્યાં સુધી હાજર રેહેવા સારૂં તે ફરિયાદ કરનારને, તથા જે સાખસો તે મુકરદમાની હેકીગત

ની ચોકી જે અમલદારના હવાલામાં હોય તે અમલદારે જે શખસ કોગનીઝેબલ ગુન્હાનો તકશીરવાન હોય તેને ત્રીજા વર્ગના માજીસ્ત્રેટ તરફ મોકલી દીધો હોય તો તેની તપાસ તે ચલાવી શકે.



## રાણી વિરૂદ્ધ નવરંગબેગ દલાબેગ.

તારીખ ૨૧ મી માહે મે.

તોહોમતદારને અમદાવાદમાં પેહેલા વર્ગના માજીસ્ત્રેટ મીસ્તર ડબલ્યુ, આર, પ્રાટે, પોતાની કોરટમાં ઇરાદાથી ખોટી સાક્ષી *આપ્યાનો ગુન્હેગાર ઠેરવ્યો, અને બે વર્ષની સખ્ત મજુરી સાથે કેદની શિક્ષા કરી.

માહે જાનેવારી સને ૧૮૭૩ ના માસના અમદાવાદના માજીસ્ત્રેટોનાં ફોજદારી પત્રકો તપાસવા ઉપરથી જસ્ટીસ મેલવીલે મુકરદમાના કાગળો મંગાવવાનો હુકમ કર્યો. તે આવ્યા પછી ઠરાવવામાં આવ્યું જે ઇનસાફી મુકરદમામાં ઇરાદાથી ખોટી શાહેદી આપ્યાનો ગુન્હો, જે માજીસ્ત્રેટની રૂબરૂ ખોટી શાહેદી આપી તેનાથી ચુકવાય નહીં. તે માટે કલમ ૨૯૭☼ પ્રમાણે કોરટ તપાસ રદ કરે છે અને ફરમાવે છે કે, યોગ્ય કોરટની રૂબરૂ એટલે પહેલા વર્ગના માજીસ્ત્રેટની અથવા સેશન કોરટની રૂબરૂ આ ...

---

થી વાકેફ જણાતા હોય તેઓમાંથી જરૂર હોય તેટલા સખશોને લખતથી બાંધી લેવા.

* કલમ ૧૯૩—પાને ૨૧ મે જુઓ.

☼ કલમ ૨૯૭—પાને ૨૦ મે જુઓ.

કરદમાની નવે સરતથી તજવીજ કરવી.



## રાણી વિરૂદ્ધ માનશંગ ભાનશંગ.

તારીખ ૨૧ મી માહે મે.

ફોજદારી કામ ચલાવવાની રીતના કાયદાની કલમ ૨૯૬† પ્રમાણે ભરૂચ જીલ્લાના ઇનચાર્જ માજીસ્ત્રેટ મીસ્તર જી, ડબલ્યુ, એનડરસને આ મુકરદમામાં (રેફરન્સ) અભિપ્રાય પુછાવ્યો હતો.

તોહોમતદારને ચોરીના‡ ગુન્હા વાસતે વાગરના બીજા વર્ગના માજીસ્ત્રેટ મીસ્તર દામોદરદાસ ગોકળદાસે ગુન્હેગાર ઠેરવી વીસ દીવસ સખ્ત મજુરી સાથે કેદ તથા રૂપૈયા ત્રણ દંડ અને તે ના આપે તો સાત દીવસ વધારે કેદ ભોગવવાની શિક્ષા કરી.

આ મુકરદમામાં અભિપ્રાય પુછતી વખતે મીસ્તર એનડરસને એવું લખ્યું હતું કે "સદરહું મુકરદમામાં પુરાવ ઉપરથી એવું માલમ પડશે કે ગંધારની ખાડીમાં સ્વભાવિક રીતે બનેલા મીઠામાંથી તોહોમતદાર એક મણ મીઠું લેઇ ગયો, અને તે મીઠું કસ્ટમ ખાતાનો માણસ દરિયામાંથી સ્વભાવીક રીતે બનેલું મીઠું લેઈ જતાં અટકાવવાને સારૂં રહેલો તેની નિગેબાની નીચે હતું

તારીખ ૧૨ મી માહે સપટેમબર સને ૧૮૭૨ ને રોજ નામદાર મેશર્સ ગીબસ અને કેમબલ હાઇકોરટમાં

---

† કલમ ૨૯૬ પાને ૧૨ મે જુઓ.

‡ કલમ ૩૭૯—પાને ૧૧ મે જુઓ.

(રાણી વિરૂદ્ધ ફકીરા ખંડીયાના મુકરદમામાં) ઠરાવ કર્યા પછી મને શક રહેછે કે તોહોમતદારે ગુન્હો કર્યો છે કે નહીં, તથી હું સદરહું કોરટના હુકમ સારૂં પ્રોસીડીંગ મો કલુંછું."

ત ઉપરથી ઠરાવવામાં આવ્યું જે કોરટ, વચે પડી શકતી નથી કારણ કે મીઠાની કાયદેસર માલકી થઈ હ તી ત માટે તેનું બદદયાનતથી લેઈ જવું તે ચોરી હતી.

સમાપ્ત.